# જાપાનીસ હરીફાઇનો બાહુ.

## તેમાં કેટલું સત્ય સમાયલું છે?

લેખક
એમ૦ આર૦ રાવ.

એમ. આર. રાવે આંબાવાડી, ગીરગામ મધે પ્રગટ કીધું છે.
ટી. આર. પારખ, બી. એ., મીનરવા પ્રીન્ટીંગ પ્રેસના માલીકે
૭૧, બ્રીટીશ હોટલ લેન, કોટ, મુંબઈમાં છાપ્યું છે.

# જાપાનીસ હરીફાઇનો બાહુ.

## તેમાં કેટલું સત્ય સમાયલું છે?

લેખક:-

એમ૦ આર૦ રાવ.

એમ. આર. રાવે આંબાવાડી, ગીરગામ મધે પ્રગટ કીધું છે.
ટી. આર. પારખ, બી. એ., મીનરવા પ્રીન્ટીંગ પ્રેસના માલેકે
૩૧, બ્રીટીશ હોટલ લેન, કોટ, મુંબઈમાં છાપ્યું છે.

# અનુક્રમણિકા.

## પ્રસ્તાવના.

આ ચોપાનીયું પ્રગટ કરવાની આવશ્યકતા વિષે ભાગ્યેજ બે મત હોઇ શકે છે. જાપાનીજ હરિફાઇના ટીકાકારોએ આ વિષયના સંબંધમાં એવું ગંભીર અજ્ઞાનનું પ્રદર્શન કર્યું છે અને જાહેર પ્રજાના ભોળાપણાનો ગેરલાભ લેવાની એવી અજાયબી ભરી ઉદ્ધતાઇથી કોશેશો કરી છે કે સત્ય, વ્યાજબીપણું અને ઇન્સાફને ખાતર આ ચોપાનીયું પ્રગટ કરવાની ખાસ જરૂર ઉભી થઇ છે. સ્થાનિક મિલઉદ્યોગ સાથે તેમજ પરદેશી કાપડના વેપાર સાથે નિકટ સંબંધ ધરાવતો હોવાથી તેમજ તેની સાથે સંબંધ ધરાવતા સવાલોનો અભ્યાસ કરવાની અસાધારણ તક મળતી હોવાથી, જાહેર પ્રજા સમક્ષ નિષ્પક્ષપાત અને સ્વતંત્ર રીતે સાચી હકીકત રજુ કરવાની લેખકે પોતાની એઇન ફરજ વિચારી છે.

આ ચોપાનીયું એક અઠવાડીયા કરતા પણ ટુંક મુદતમાં તૈયાર કરવામાં આવ્યું છે, અને તેથી તેમાં લેખણની નજરે તેમજ બીજી પણ ખામીઓ હોય તે તદ્દન બનવાજોગ છે; પણ કોઇપણ ખાસ નજરે અસર કરવાની નહીં પણ ફક્ત સત્યનું શોધન કરવાનીજ લેખકની નેમ હોવાથી, જો સામાન્યપણે જાહેર પ્રજા અને ખાસ કરીને ધારાસભા બધી વિગતોનો વિચાર કરશે અને ઉતાવળીયા પગલાં ભરવાની દોડધામથી દોરવાઇ જવાની ના પાડશે તો લેખક પોતાની મહેનતનો પુરતો બદલો મળેલો સમજશે. ખોટી દોડધામથી જે પગલાં ભરવામાં આવશે તેથી રૂ ઉગાડનારાઓ અને હાથ વણાટના ઉદ્યોગોના લાભોને નુકસાન પહોંચવાથી આ દેશનેજ તેની માઠી અસર ભોગવવી પડશે. વળી તેવાં પગલાંથી કાપડ મોઘું થવાથી માલનો ઉપાડ કરવાની રૈયતની જે શક્તિ હાલ ઘણીજ ઓછી છે તેમાં વળી વધુ ઘટાડો થશે.

એમ. આર. રાવ.

મુંબઇ, ૧૫–૨–૧૯૨૬.

## દુનીયાના મુખ્ય ઔદ્યોગિક દેશોની ૧૯૨૪ માંની સાળો અને સ્પિંડલોની સંખ્યા.

| દેશનું નામ. | સ્પિંડલો. | શાળો. |
|---|---|---|
| ૧–ગ્રેટબ્રિટન. | ૫૬૭૫૦૦૦૦ અથવા ૩૬ ટકા. | ૮૦૦૦૦૦ |
| ૨–અમેરીકા. | ૩૭૭૮૬૦૦૦ અથવા ૨૪ ટકા. | ૭૫૦૦૦૦ |
| ૩–હિંદ | ૭૯૨૮૦૦૦ અથવા ૫.૦૧૬ ટકા. | ૧૫૦૦૦૦ |
| ૪–જાપાન. | ૪૩૨૫૦૦૦ અથવા ૩.૦૫૩ ટકા. | ૬૧૦૦૦ |
| ૫–ચીન. | ૩૩૦૦૦૦૦ અથવા ૨.૦૮૮ ટકા. | ૧૫૦૦૦ |

# પ્રકરણ પહેલું.

## જાપાનીસ મિલઉદ્યોગની ટુંક તવારિખ.

એક ગ્રહ ઉદ્યોગની સ્થિતીમાંથી હાલના પૂર્ણપણે ખીલવણી પામેલા છેલ્લામાં છેલ્લી ઢબના દરજ્જાએ આવી પહોંચેલા જાપાનના મિલ ઉદયોગની શરૂઆત સને ૧૮૮૭ માં થઇ હતી. તે વખતે મિલો તેની અસલી હાલતમાંજ હતી અને રૂનો જથ્થો મોટે ભાગે ત્યાંથીજ અને કોઇ કોઇ વખતે, ચીનમાંથી પુરો પાડવામાં આવતો હતો, જાપાનમાં હિંદી રૂ પ્રથમ સને ૧૮૯૦ માં આયાત કરવાગાં આવ્યું હતું અને કાચા માલનો નિયમિત તથા પુરતો જથ્થો પુરા પાડવાના માર્ગમાંથી મુશ્કેલીઓ દુર થતાં આ ઉદયોગને મોટું ઉત્તેજન મળ્યું અને ૩૫ વર્ષ પહેલાં પણ તેને માટે ઝળકતું ભવિષ્ય ભાખવામાં આવ્યું હતું. સને ૧૮૯૫ માં સાળોની સંખ્યા ૫૦૦૦ અને સ્પિંડલોની સંખ્યા ૬૭૦૦૦૦ જેટલી હતી તે ઝડપથી આગળ વધીને ત્રણ વર્ષના અરસામાંજ ૧૩૯૫૦૦૦ જેટલી થઇ હતી. હિંદી રૂમાંથી કાંતેલા જાડા જાપાનીજ સુતર માટે તે વખતે ચીનનુંજ એકલું બજાર ખુલ્લું હતું અને તે વખતથી ચીનના બજારોમાં જાપાનીજ તથા હિંદી સુતર વચ્ચે હરિફાઈ શરૂ થઇ. સને ૧૯૦૦ માં જાપાનીજ મિલ ઉદ્યોગને પ્રથમવારનો આંચકો લાગ્યો. સને ૧૮૯૭ માં જાપાને ચલણમાં સોનાનું ધોરણ અખત્યાર કર્યું હતું અને તેના પરિણામે જાપાન અને ચીન (જે ચાંદીના સ્ટેંડર્ડ વાળો દેશ છે) વચ્ચેના હુંડીઆમણમાં એવી જબરજસ્ત ઉથલપાથલ થઇ કે નિકાશ વેપારને સખત ફટકો પડયો અને સને ૧૯૦૦ માંના બોક્ષર બળવાથી તેમાં ઉમેરો થયો હતો. જાપાનીજ મિલ ઉદ્યોગની શરૂઆત પછી ટુંક વખતમાંજ આવી લાગેલા આ કટોકટીના મામલાથી મિલોના કામકાજ ઉપર માઠી અસર થઇ અને તેના પરિણામે પહેલીવારજ માલની પેદાશમાં વ્યવસ્થા પૂર્વક ઘટાડો, કારોબારની નવેસરથી ઘટના અને મિલોના જોડાણ કરવામાં આવ્યાં. આ નવેસરથી કરવામાં આવેલી ગોઠવણો ભારે અસરકારક અને ફતેહમંદ નિવડી. તેજ વખત ચીન તરફ જાડા સુતરની નિકાશમાં ઘટાડો થતો હોવાથી મિલોએ બારિક સુતર કાંતવા તરફ લક્ષ આપ્યું અને તેના પરિણામે જાપાનમાં આયાત થતા બારિક સુતરની કીમત ૧૦૦૦૦૦૦૦ યેનપરથી ઘટીને સને ૧૯૦૩ માં આસરે ૧૦૦૦૦૦૦ યેન જેટલી થઈ હતી. જાપાનીજ મિલ ઉધ્યોગની તવારિખમાંનો પહેલો ભાગ અત્રે પુરો થાય છે.

તે પછીના દશ વર્ષ દરમીયાન એટલે રૂસો–જાપાનીજ યુધ્ધથી છેલ્લા મહાન યુરોપીયન વિગ્રહ સુધીના જાપાનીજ મિલ ઉધ્યોગની તવારિખમાંના બીજા તબક્કામાં તે ઉધ્યોગની ઝડપી ખીલવણી થઈ. આ અરસામાં કેટલાંક ચઢતી પડતીના પ્રસંગોની આખરે સને ૧૯૧૩ માં આ ઉધ્યોગની ફતેહમંદ ખીલવણી થઈ હતી કે જે વર્ષે આગેવાન મિલોએ સરેરાસ ૧૪ ટકા લેખે ડીવીડન્ડ આપ્યું હતું અને સને ૧૯૧૧ માં જે થાપણ ૮૯૧૬૦૦૦૦ યેન જેટલી હતી તે ૧૧૩૦૦૦૦૦૦ સુધી વધારી હતી તેમજ સ્પિંડલોની સંખ્યા ૨૧૭૦૦૦૦ ઉપરથી ૨૪૧૦૦૦૦ સુધી વધારી હતી. આવી ઝડપી ખીલવણી અને વધારા પછી ટુંક

મુદતમાંજ આ મિલ ઉધ્યોગને ૧૯૧૪ માં યુરોપીયન યુધ્ધ ફાટી નિકળવાના પરિણામે એક વધુ સખત આંચકો ખમવો પડયો હતો. ફરીથી કામના કલાકમાં ઘટાડો કરવાની યોજના ફતેહ સાથે અમલમાં મુકાઈ અને માલના ઉઠાવના પ્રમાણમાં તેની પેદાશ રાખવામાં આવી જેના પરિણામે ટુંક વખતમાંજ મિલ ઉદયોગની સ્થિતી સંગીન પાયાપર મુકાઇ. છેલ્લી મહાન લડાઇ દરમીયાન અને તે પછી પણ તરત દુન્યાના મિલઉદયોગમાં અસાધારણ તેજી આવી હતી અને જાપાને પણ તેમાં ભાગ લીધો હતો જો કે તેને તો કાઉન્સીલ બીલોના મર્યાદિત વેચાણ, બેહદ વધેલા રુરના દરો અને પરચુરણ માલ સામાનના વધી ગયલા ભાવોના પરિણામે હિંદી રૂની ખરીદીમાં ભારે ભોગવવું પડયું હતું. જાપાન કોટન સ્પિનર્સ એસોસીએશનના આંકોશ અને દેખરેખ હેઠળ બધી મિલોના સહકારથીજ આ મિલ-ઉદયોગની ચાલુ અને સતત પ્રગતિ થઇ શકતી હતી. જુદી જુદી મિલોના સત્તાવાળાઓએ પણ અથાગ મહેનત અને વફાદારીથી કોશેશો કરી હતી અને મિલઉદયોગનો વિસ્તાર વધારવા માટેની યોજનાઓનો બની શકે તેટલો પુરતો લાભ લીધો હતો. આ બધાના પરિણામે જાપાનીસ કાપડ માટે પરદેશોમાં ચીનથી સાઉથસી ટાપુઓ, **બ્રોટીશ હિંદ, આફ્રીકા, નજીકના પુર્વના** મુલકો અને દક્ષિણ અમેરીકાના બજારો મળયા હતાં.

પણ લડાઈ પછીની મંદીના પરિણામે આ તેજીના તબક્કાનો અંત આવ્યો. વેપાર ઉદયોગની તવારિખમાં આ મંદી તદન અસાધારણ હતી. જાપાનના મિલઉદયોગને આ મંદીએ સખત ફટકો લગાવ્યો હતો અને લડાઇ દરમીયાન ભેગા કરેલા નફાના નાણાંનો મોટો ભાગ આ મિલઉદયોગને સદંતર નાશમાંથી બચાવવામાં વાપરવો પડયો હતો. સારા નસીબે તેજીના વખતમાં મિલઉદયોગનો વિસ્તાર વધારવામાં બેહદ પ્રમાણમાં થાપણ રોકવામાં આવી નહોતી તેમજ જરૂરના પ્રસંગ માટે વાપરવા સારૂ ડહાપણ વાપરીને સંગીન રીઝર્વો ભેગા કરવામાં આવ્યા હતા.

જાપાનના મિલઉદયોગનું ટુંક અવલોકન કરીએ તો મંદીના વખતમાં માલની પેદાશ ઘટાડવાની વ્યવસ્થિત અને ફતેહમંદ યોજના-કે જે વડે વારંવાર મિલઉદયોગનો સદંતર નાશ થતો અટકયો હતો, અને સારા વખતમાં માલની પેદાશ વધારવાની યોજના કે જે વડે સારો નફો મેળવવામાં આવ્યો હતો, આ બે બાબતો આપણું ખાસ ધ્યાન ખેંચે છે. વળી રીઝર્વ ફંડો બેદરકારીથી નહીં રોકવાની અને બેહદ વધારે ડીવીડન્ડ નહીં આપવાની મિલઉદયોગના કારોબારીઓનું કુનેહ ભર્યું તથા સાવચેતીનું ધોરણ પણ ખાસ લક્ષમાં રાખવા જેવું છે.

---

## પ્રકરણ બીજું.

---

### હિંદના મિલઉદયોગનો ટુંક ઇતિહાસ.

લગભગ ૭૫ વર્ષ પહેલાં શરૂ થયલા હિંદના મિલઉદયોગનો ઇતિહાસ ત્રણ સ્પષ્ટ તબક્કાઓમાં વહેંચી શકાય છે, તે નીચે મુજબ છે: —

૧.—સને ૧૮૫૧ થી સને ૧૮૯૫.

૨.—સને ૧૮૯૫ થી સને ૧૯૦૫.

૩.—સને ૧૯૦૫ થી આજ દીન સુધી.

૧—પહેલા તબક્કા દરમીયાન એટલે સને ૧૮૫૧થી સને ૧૮૬૦ સુધી હિંદમાં ફક્ત બે મિલો હતી જ્યારે સને ૧૮૬૦ સુધી તેની સંખ્યા વધીને ૧૩ જેટલી થઇ હતી. સને ૧૮૮૦ સુધી હિંદમાંની મિલોની સંખ્યા ૫૮ જેટલી થઇ હતી અને આ અરસા પછીજ આ દેશના ઉદ્યોગની પ્રગતિ થવા લાગી. સને ૧૮૮૫ માં સાંચા કામમાં સંગીન સુધારો કરવામાં આવ્યો હતો જેના પરિણામે વધુ બારિક સુતર કાંતવાનું બની શક્યું હતું. આ વખતેજ સસ્તા દરના જરમન રંગોની આયાત થવાથી રંગીન કાપડ કાઢવાનું પણ શક્ય થયું હતું. આ પહેલા તબક્કાની આખરીએ આ દેશનો મિલઉદયોગ તદ્દન સારી હાલતમાં હતો. ચીન તરફ નિકાશ થતા સુતરનો જથ્થો બમણો થયો હતો તેમજ દેશની અંદર હિંદી મિલો જાડા કાપડના સંબંધમાં લેંકેશાયરની મિલો સાથે સારી હરિફાઇ કરવા લાગી હતી.

૨—બીજા તબક્કામાં મંદીનો વખત હતો. તે મોટે ભાગે મરકી અને તેના પરિણામે મજુર વર્ગમાં ફેલાયલા ગભરાટને આભારી હતી. તેમજ દેશના જુદા જુદા ભાગોમાં પડેલા દુષ્કાળના પણ માઠા પરિણામ આ દેશના મિલઉદયોગને ભોગવવા પડયાં હતા. છતાંએ આ અરસામાં નવી ૫૬ મિલો ઉભી કરવામાં આવી હતી.

૩—સને ૧૯૦૫ થી આજ દીન સુધીના અરસામાં મિલઉદયોગ સામાન્યપણે આગળ વધતો આવ્યો છે અને તેમાં ખાસ કરીને બે મુખ્ય ધોરણ નજરે પડે છેઃ— સ્પિન્ડલો સાથે સરખાવતાં સાળોની સંખ્યામાં થતો ઝડપી વધારો અને બારિક સુતરમાંથી વધુ બારિક કાપડની પેદાયશ.

હિંદના મિલઉદયોગની હાલની સ્થિતીનો બરાબર અભ્યાસ કરીને ચોકસ અનુમાન કહાડવા માટે સુતર તથા કાપડની દેશી મિલોમાં પેદાયશ, તેની બહારથી આયાત અને પરદેશ ખાતે તેની થતી નિકાશના આંકડાઓનો અભ્યાસ કરવાની જરૂર છે. સને ૧૮૯૮—૯૯ માં દેશી માલની પેદાશનું પરદેશી માલની (કાપડ) આયાત સાથેનું સેંકડે પ્રમાણ ૧૭ જેટલું હતું જે સને ૧૯૧૭—૧૮ માં ૮૧ જેટલું વધ્યું હતું. ત્યાર પછી દેશી માલનું આ પ્રમાણ ૧૦૦ જેટલું વધ્યું છે. સને ૧૯૧૪ સુધી પરદેશોથી આયાત થતા કાપડમાંથી લગભગ ૯૭ ટકા જેટલો માલ ઇંગ્લેંડથી આવતો હતો પણ હમણા હમણાં જાપાનથી આસરે ૧૦ ટકા જેટલો માલ આયાત થાય છે.

સુતરના સંબંધમાં આકડા તપાસતાં જણાય છે કે દેશી સુતરની નિકાશ તેમજ પરદેશી સુતરની આયાત પણ ઘટતી જાય છે. ઘણાં વર્ષો સુધી હિંદમાંથી ચીન તરફ સુતરની મોટા જથ્થામાં નિકાશ થતી હતી. સને ૧૮૯૮—૯૯ માં હિંદમાંથી કુલ નિકાશ થયલા ૨૬૯૦ લાખ રતલ સુતરમાંથી એકલા ચીને ૨૦૮૦ લાખ સુતર લીધું હતું. સને ૧૯૦૯—૧૦ થી સને ૧૯૧૩—૧૪ સુધી ચીન તરફની સુતરની નિકાશમાં ઓછો વધતો ઘટાડો થતો હતો. પણ ૧૯૧૪ પછી આ ઘટાડો ભારે ઝડપી અને જબરજસ્ત થતો

ગયો અને ૧૯૦૧–૨ માં હિંદે ચીન માટે ૨૬૦૦ લાખ રતલ સુતર નિકાશ કર્યું હતું જ્યારે અને ૧૯૨૧–૨૨ માં આ આકડો ફક્ત ૬૨૦ લાખ રતલ જેટલોજ હતો અને હાલતો તેમાં હજીએ વધુ ઘટાડો થયો છે. હિંદના સુતરની આયાતના વેપારનો ૯૦ ટકા જેટલો હિસ્સો અને ૧૯૧૫–૧૬ સુધી ગ્રેટ બ્રિટનના હાથમાં હતો તેમાં પણ હવે ઘટાડો થતો જણાય છે. અને ૧૯૦૩ થી ૧૯૧૨ ના અરસામાં દર વર્ષે હિંદે ઇંગ્લાંડથી સરેરાસ ૩૪૦ લાખ રતલ સુતરની આયાત કરી હતી; પણ ૧૯૧૩ થી ૧૯૨૨ સુધીના અરસામાં આ સરેરાસ આકડો ઘટીને ૨૭૦ રતલ જેટલો થયો હતો. સાધારણપણે માનવામાં આવે છે કે ચીનમાં જાપાનીસ હરિફાઈના પરિણામે હિંદે સુતરનો નિકાશનો વેપાર ગુમાવ્યો છે પણ આ માન્યતા ભૂલ ભરેલી છે. જાપાન ચીનમાં ૧૬ નંબરનું અને તેના કરતાં વધુ બારિક સુતર મોકલે છે જ્યારે હિંદ તો ત્યાં ૧૪ નંબરનું અને તેના કરતાં જાડું સુતર નિકાશ કરે છે. હિંદના ચીન સાથના સુતરના નિકાશ વેપારની પડતીનું ખરૂં કારણ ચીનમાં મિલઉદયોગની થતી ઝડપી અને ગંજાવર પ્રગતિ છે. ચીન પોતાને જોઇતું રૂ ઉગાડે છે અને ત્યાં મજુરો સસ્તા તથા પુરતા પ્રમાણમાં મળતા હોવાથી ચીન હિંદી મિલો કરતાં પણ એટલા સસ્તા દરે સુતર તથા કાપડ તૈયાર કરે છે કે હવે વીસ નંબર કરતાં જાડા સુતરના સંબંધમાં તેમજ જાડા કાપડની બાબતમાં ચીનના બજારોમાંથી જાપાનની પણ ધીમે ધીમે ઉઠાંગરી થવા લાગી છે. એટલુંજ નહી પણ હવે ચીન હિંદમાં પણ સુતર અને કાપડ નિકાશ કરવા લાગ્યું છે અને ભરોસાપૂર્વક એમ પણ કહી શકાશે કે નજીકના ભવિષ્યમાંજ પરદેશોના બજારો પણ કબજે કરવાની ચીન કોશેશ કરશે. એટલે હિંદે સુતરની નિકાશનો વેપાર ગુમાવ્યા બાબે જાપાનનો વાંક ન કહાડી શકાય. હવે હિંદને પોતાનું સુતર પોતાની મિલોમાં તેમજ હાથ સાળોમાં વાપરવું પડે છે એટલે નિકાશ વેપાર નાબુદ થવાથી સુતરની આયાતના વેપારપર પણ માઠી અસર થઇ છે. પરિણામ એ આવ્યું છે કે પરદેશથી હિંદમાં માલ મોકલનારાઓનો સુતર તેમજ કાપડની નિકાશના વેપાર ઘણોજ ઘટી ગયો છે.

વળી સામાન્યપણે એમ પણ કહેવામાં આવે છે કે આ દેશમાં જાપાનીસ કાપડની આયાત એટલી ઝડપે વધતી જાય છે કે દેશી મિલવાળાઓને ચિંતા પેદા થઇ છે; પણ જાપાનીસ હરિફાઇની વાતો તદન ઉપજાવી કહાડેલી અને પાયા વગરની છે. આ દેશમાં તૈયાર થતા કાપડ સાથે જાપાનથી આયાત થતા કાપડનું પ્રમાણ ગણીએ તો આવી વાતોનું પોકળ તરત નજરે પડયા વગર રહેશે નહીં. આ વિષયના સંબંધમાં બધા આંકડાઓ અને વિગતો વાંચક પરિશિષ્ટ "અ" અને પરિશિષ્ટ "બ" માં જોઇ શકશે.

---

## પ્રકરણ ત્રીજું.

---

### હિંદ અને જાપાનનો મજુર વર્ગ.

"મુંબઇમાં મજુર વર્ગ અને રહેઠાણો" નામના મી૦ બરનેટ હર્સ્ટના પુસ્તકની પ્રસ્તાવનામાં સર સ્ટેનલી રીડે લખેલી નોંધમાંથી ઉતારો. હિંદની મિલ ઉદયોગની મંદીના

સંબંધમાં લખતાં સર સ્ટેનલી રીડ જણાવે છે કે:—ઉંડી રીતે જોનારાઓની ખાત્રી થઇ છે કે હિંદની આબાદીના સવાલનો આધાર જકાત વધારવા ઉપર નહીં પણ મજુર વર્ગનું સ્થાયીપણું તથા કાર્યસાધકતા વધારવાના સવાલ ઉપરજ મોટે ભાગે રહેલો છે. હિંદના ઉદયોગો માટે મજુરો પુરતી સંખ્યામાં મળતાંજ નથી અને માલની ક્વાલીટી તથા જથ્થો નજરે જોતાં તે સસ્તાં પણ હોતાં નથી. આમ થવાના કારણો પ્રજાની સામાજીક પરિસ્થિતીમાં મળી આવે છે.......મજુર વર્ગ એક ઠેકાણે ટકીને રહેતો નથી. તેનો મોટો ભાગ અર્ધ–ખેડુતોનો બનેલો હોય છે કે જેઓ સેંકડો માઇલ પરથી આ.વીને વર્ષના થોડાંક માસ સુધીજ શહેરોમાં વસે છે અને ખેતીના કામ માટે તેઓની હાજરીની જરૂર ઉભી થાય છે એટલે તેઓ પોતપોતાના વતન પાછા ફરે છે. મજુર વર્ગની આવી ચાલુ આવજાવના પરિણામે કામ કરવાની તેઓની કાર્યસાધકતા ઘણીજ ઓછી હોય છે. પોતાના વતને પાછા ફરવા માટે જરૂરી નાણું ભેગા કરી શકાય તેટલા વખત માટેજ કારખાનામાં ફરજીયાત કામ કરવાની તેઓની માન્યતાને લીધે જવાબદારીની પિછાણની સદંતર ગેરહાજરી હોય છે અને લાંબી મુદત સુધી મજુરો પોતાના ઘરો અને કુટુંબોથી વિખુટાં પડતા હોવાથી સામાજીક સંબંધ ઉપર પણ માઠી અસર થાય છે. આવી પરિસ્થિતીના કારણો વળી હુન્નર–ઉદયોગોનો મુખ્ય મથકોમાંની દયાજનક રહેણીકરણી અને સંજોગોમાં મળી આવે છે.......ખરી રીતે જોતાં હિંદના હુન્નર–ઉદયોગના ભવિષ્યનો બધો આધાર કાર્યસાધક અને સંતોષિત મજુર વર્ગ ઉપર રહેલો હોવાથી હુન્નર-ઉદયોગના મુખ્ય મથકોએ વસવાટના સારા સાધનો અને સુખાકારીમાં સંગીન સુધારો થવાની આવશ્યકતા છે. વારંવાર આવજાવ કરવાની હિંદી મજુર વર્ગની ટેવથી બીજા બે માઠાં પરિણામો આવે છે. એક તો સામાન્યપણે પણ મજુરીના વધારાથી મજુર વર્ગની હાલત સુધરતી નથી. કારણ કામપરની ગેરહાજરીના પ્રમાણમાં માત્ર વધારો થાય છે. આવી ગેરહાજરીનું પ્રમાણ અત્યારે પણ ૨૦ ટકા જેટલું છે. તે ઉપરાંત મજુર વર્ગનું લોહી ચુસનાર એક મોટો વર્ગ હોય છે. નાણું ધીરનારાઓ, જોબરો, મજુરો પુરાં પાડનારાઓ, ફોરમેનો અને દારૂના પીઠાંવાળાઓ તેમજ હમણા હમણાં બકેટ શોપવાળાઓ પણ મજુરોના પગારનો મોટો ભાગ છીનવી લે છે. આ પ્રમાણે દરેક ડગલે અને પગલે મજુરોની કમાણીમાંથી નાનો મોટો ટુકડો ખુચવી લેવામાં આવે છે. આનાપરથી એવાજ નિર્ણયપર આવી શકાય છે કે હિંદના હુન્નર ઉધ્યોગના સંબંધમાં હાલ તરતનો મુખ્ય સવાલ મજુરોની કમાણી વધારવાનો નથી કારણ ઉધ્યોગો મજુરીના દરોના વધારાનો બોજો સહન કરી શકશે નહીં એવાં ચિન્હો દેખાવા લાગ્યાં છે. પણ મુખ્ય સવાલ મજુરોને અપાતાં પગારના બદલામાં વધુ કામ મેળવવાનો છે. ......... મારી ખાત્રી થઇ છે કે હવે પછી કરવાનું મુખ્ય કાર્ય કેન્ટીન સિસ્ટમ દાખલ કરવાનું છે."

વડી સરકારના માજી ડીરેક્ટર ઓફ ઇન્ફરમેશન ડોકટર રશબ્રુક વિલ્યમ્સે પણ પોતાના "સને ૧૯૨૩–૨૪ માંનું હિંદ" નામના પુસ્તકમાં હિંદી મજુર વર્ગ વિષે લગભગ એવોજ અભિપ્રાય આપ્યો છે.

વળી "ટાઇમ્સ ઓફ ઇંડીઆ" ગઇ તા૦ ૮–૧૨–૨૫ના અંકમાંના એક અગ્રલેખમાં લખે છે કે:—

"કારખાનાઓના અર્થશાસ્ત્રના ઉંડાણમાં આપણે ઉતરીએ તો આપણને જણાય છે કે પુરતાં નાણાં, સારા બજારો અને કાચા માલનો જથ્થો સંગીન પાયાપર

હોય તો કોઇ પણ ઉદયોગની આબાદીનો આધાર મજુર વર્ગની કાર્યસાધકતા ઉપર રહેલો હોય છે. આ બાબતમાં આપણી હાલત કેવી છે? મુંબઇનો મજુર વર્ગ કાર્યસાધક નથી અને તેઓની કાર્યસાધકતાની ગેરહાજરીનું મુખ્ય કારણ કામપરની તેની ગેરહાજરી અને કંગાળ બદલીની પધ્ધતિ છે. આ સંજોગો જ્યાં સુધી ચાલુ રહેશે ત્યાં સુધી મિલઉદયોગની મુશ્કેલીઓ દૂર થયેલી ગણી શકાય નહીં. મી. વાડીયા માને છે તેમ જકાત વધારવાથી આપણને મદદ થશે નહીં. જકાતના વધારા સાથેજ દેશમાં માલની પેદાશના ખર્ચમાં ઘટાડો કરવામાં નહીં આવે તો તેના પરિણામે માલની કીમતમાં વધારો થશે અને તે વડે માલનો ઉપાડ વધુ ઘટશે.''

હવે ઉપર જણાવેલી અહીંના મજુર વર્ગની પરિસ્થિતીથી જાપાનના મજુર વર્ગની સ્થિતી તદન જુદી છે. જાપાનમાં મિલમજુરોને મીલનાં ખર્ચે હવા ઉજાસવાલી સારી ચાલીઓ પુરી પાડવામાં આવે છે અને મિલો તેઓને માટે સુખાકારી ભર્યાં રહેઠાણોજ નહીં પણ સ્વચ્છ અને સારો ખોરાક પણ નિયમિત રીતે પુરો પાડે છે. મિલોના કમ્પાઉન્ડમાંજ નિશાળો અને રમતગમતના સાધનો, સીનેમા અને થીએટરો, મોજશોખના હોલ અને કસરતશાળાઓ હોસ્પીટાલો તેમજ દવાખાનાઓ પણ પુરાં પાડવામાં આવે છે, તે ઉપરાંત મજુરોને સહેલગાહે લઇ જવામાં આવે છે અને વર્ષમાં બે વાર કુસ્તીના અખાડાઓ કરવામાં આવે છે. આવી રીતે જાપાનીસ મિલમાલેકો મજુર વર્ગની બધી જરૂરીયાતો પુરી પાડવા ઉપરાંત તેઓના ફુરસદના વખત માટે મોજશોખના અને ઉપયોગી રીતે વખત પસાર કરવાનાં સાધનો પુરાં પાડે છે. તેથી મજુર વર્ગ સંતોષિત હોઈ પોતાની કમાણીમાંથી સારા પ્રમાણમાં નાણાં બચાવી શકે છે. ત્યાં જાણીબુજીને ઈચ્છાપુર્વક ભાગ્યેજ કોઇ મજુર કામપરથી ગેરહાજર રહે છે. આ બધા સંજોગો તેમજ જાપાનની આબોહવા તેમજ મજુરવર્ગમાં કેલવણીનું વધારે પ્રમાણ વગેરેને લીધે ત્યાંનો મજુરવર્ગ વધારે કાર્યસાધક હોય છે.

## મજુરીના દરો.

મજુરીના દરોના સવાલ સાથે મજુર વર્ગની જાતી સાથે નિકટ સંબંધ હોય છે. જાપાનમાં મિલમજુરોમાંથી ૮૦ ટકા જેટલી સ્ત્રીઓ હોય છે એ સબબથી જાપાનીસ મજુરો હિંદી મજુરો કરતાં સસ્તા હોય છે, એમ કહેવામાં આવે છે; વળી મિલોમાં રાતના કામપર સ્ત્રી મજુરોને કામે લગાડવામાં આવતી હોવાથી પણ જાપાનીસ મજુરોને નિચોવવામાં આવે છે, એમ કહેવામાં આવે છે તે બનવાજોગ છે. કારણ નહીં તો આવી દલીલ તદન પોકળ છે, કારણ રાત્રે અને દીવસે કામ કરનારા મજુરો તદન જુદા હોય છે અને જાપાનની આબોહવા નરમ હોવાથી તેમજ ત્યાંની મિલોના મકાનો સારી હવા ઉજાશવાળા હોઈ હવામાં ભીનાશનું પ્રમાણ સરખું રાખવા માટે તદન છેલ્લામાં છેલ્લી ઢપના યંત્રો ગોઠવેલા હોવાથી, હિંદની નબળાઇ ઉપજાવનારી આબોહવા અને ખરાબ રીતે બાંધેલા મિલોના મકાનોના સબબે અહીંના મજુરવર્ગ કરતાં જાપાનના મજુરવર્ગને ઓછીજ મહેનત કરવી પડે છે. મુંબઈમાં મિલમજુરોમાં મરદ અને સ્ત્રીઓનું પ્રમાણમાં સોમાં ૭૮ અને ૨૨ જેટલું હોય છે, પણ તે તો હિંદમાના જાતિભેદ અને પડદાના રીવાજ જેવી તદન ભિન્ન સામાજીક

પરિસ્થિતીને લીધેજ હોય છે. (હિંદમાં હાથસાળો પર કામ કરનારાઓમાં સ્ત્રીઓનું પ્રમાણ કેટલું હોય છે તેના આંકડા મળી શકતા નથી પણ તે મળે તો જાણુવાજોગ થઇ પડશે.) અમેરીકામાં હાલના જમાનામાં પણ મિલઉદયોગમાં કામ કરતા મજુરવર્ગમાં સ્ત્રીઓનું પ્રમાણ સેંકડે ૪૫ જેટલું છે, જ્યારે મશીનરી દાખલ કરતાં પહેલા ત્યાં આ પ્રમાણમાં ૬૫ ટકા જેટલું હતું. હવે જાપાનમાં જુના જમાનાથી એટલે લગભગ હાથસાળોપર રેશમી કાપડનું વણાટકામ શરૂ થયું ત્યારથીજ મોટે ભાગે વણકર વર્ગ સ્ત્રીઓનોજ બનેલો હતો. તેથી કુદરતી રીતે વણાટકામમાં મશીનરી દાખલ કરવામાં આવી ત્યારે હાથસાળોપર કામ કરનાર સ્ત્રીઓ મિલોમાં યાંત્રિક શક્તિ વડે ચાલતી શાળોપર કામ કરવા લાગી. વખતે એમ પણ બનવાજોગ છે કે જાપાનીસ મિલમજુરોમાં સ્ત્રીમજુરોનો મોટો ભાગ ૧૫ અને ૨૦ વરસની વચ્ચેની ઉમરનો હોય છે તેથી પણ જાપાનીસ કામદારવર્ગ "નિચોવવામાં" આવે છે એમપણ કહેવાનું હશે. પણ ફરી એકવાર જાપાનની સામાજીક અને આર્થિક સ્થિતીને આ બનાવ આભારી હોય છે. દેખીતી રીતે જાપાન એક તદન ગરીબડો દેશ છે, તેના કુદરતી સાધનો પણ ઘણાં થોડાં છે અને પ્રજાના મોટા ભાગને ગુજરાન ચલાવવા માટે સખત મહેનત કરવી પડે છે. કુટુંબમાંની કન્યાઓને લગ્ન પ્રસંગે આપવાના પહેરામણીનાં નાણાંની જોગવાઇ કરવાને ગરીબ વર્ગ પાસે ઘરના પૈસા હોતા નથી. તેથી તેવી કન્યાઓને પોતાના લગ્ન માટે નાણાં કમાવા પડે છે. આ સબબસર પ્રથમ છ વર્ષ સુધી પ્રાથમિક ફરજીયાત કેલવણી લઇને છોકરીઓ બે ત્રણ વર્ષ સુધી કારખાનાઓમાં કામ કરે છે અને તે અરસાની આખરે એક બે હજાર યેન ભેગા કરીને પરણીને સુખેથી વિવાહિત જીંદગી ગુજારે છે. કારખાનામાંની નોકરી દરમીયાન તેઓને ગ્રહસંસારની અને કામકાજની કેલવણીનો લાભ આપવામાં આવે છે જેથી કારખાનામાંથી નિકળયા પછી તેઓ ઘર સંસાર ચલાવવાને તદન લાયક બને છે. આ પધ્ધતી તદન સારી છે એટલુંજ નહીં પણ એક નમુનેદાર પધ્ધતી છે અને તેમાં કોઇ રીતે કંઇ પણ નામોશી ભર્યું છેજ નહીં કે જેવો આભાસ "નિચોવવામાં" આવતો મજુર વર્ગ એવા શબ્દોપરથી કાંઇક અંશે થાય છે. આ પધ્ધતીની એકજ ખામી છે અને તે એ છે કે સ્ત્રી મજુર વર્ગ હમેશ બદલાતો જાય છે; કારણુ લગ્ન પછી કોઈ પણ સ્ત્રી ભાગ્યેજ મિલમાં કામ કરવા રાજી હોય છે. તેથી સ્ત્રી મજુર વર્ગ કદીએ કાબેલ હોતો નથી. આ એકજ કારણસર સ્ત્રી કામદારોને મરદો કરતાં ઓછો પગાર આપવામાં આવે છે. મરદ મજુરો પોતાના કામમાં પૂર્ણપણે વાકેફગાર હોઇ કાબેલ કારીગરો હોય છે. જાપાનમાં સ્ત્રી મજુરો સસ્તા હોવાથી તેઓને કામે લગાડવામાં આવે છે અને હિંદના મિલ ઉધ્યોગને પાયમાલ કરવાના હેતુથીજ તેને "નિચોવવામાં" આવે છે એવી દલીલોનું પોકળ હવે દરેક બ્યાજબી ટીકાકારની નજરે આવ્યા વગર રહેશે નહીં અને તેથી દરેક જણે આવી ગેરસમજ ત્યજી દેવી જોઇએ. આ તો ફક્ત સંગીન દલીલોના અભાવે રજુ કરવામાં આવતી વાહિયાત વાતો છે; કારણ સરખામણી કરતાં જણાશે કે જાપાનીસ મજુર વર્ગને હિંદી મજુર વર્ગ કરતાં વધારે મજુરીના દરો આપવામાં આવે છે. ત્યાં ખોરાક અને રહેઠાણો તથા બીજા સુખસગવડના સાધનો મુફત (મુફત એટલે મજુરીના દરોની ગણત્રી કરવામાં તેના ખર્ચનો પણ વિચાર કરવામાં આવે છે.) પુરાં પાડવામાં આવે છે અને તે ઉપરાંત મરદ તથા સ્ત્રી મજુરને દરરોજ રૂા. ૨–૮–૦ અને રૂા. ૧–૧૩–૦ લેખે પગાર આપવામાં આવે છે; જ્યારે મુંબઇમાં તો મરદ અને સ્ત્રી મજુરોની રોજીંદી કમાણી અનુક્રમે (મોંઘવારીના વગેરે ભથ્થા સાથે) રૂા. ૨–૬–૦ અને

રૂા. ૧–૫–૦ લેખે હોય છે. બહારગામની મિલોમાં તો મજુરીના દરો હજીએ ઓછા હોય છે અને "ઇંડીઅન ટેક્ષટાઇલ જરનલ"ના જણાવ્યા મુજબ મદ્રાસમાં "હિંદના બીજા કોઇપણ ભાગ કરતા ઓછી મજુરીના દરો હોય છે. ઇન્જીન ડ્રાઇવરને રૂા. ૧–૭–૦ મળે છે સુતર કાંતનારને રૂા. ૦–૧૧–૦ આના મળે છે, વણકરને રૂા. ૧–૧–૦ મળે છે જ્યારે શણની મિલમાં કાંતનાર તેમજ વણનાર ને રૂા. ૦–૮–૦ લેખે પગાર મળે છે. સ્ત્રીઓને મરદો કરતા અરધો પગાર મળે છે અને બાળકોને સ્ત્રીઓના પગારના અરધો જેટલો પગાર મળે છે, આ આંકડાઓ પરથી જોઇ શકાય છે કે જાપાનમાં મજુરીના દરો હિંદ કરતાં ઓછાં નથી પણ ટીકાકારો જાણી બુઝીને એ બીના છુપાવી રાખે છે કે જાપાનીસ મજુર વર્ગ સસ્તો હોવાનો સબબ તેની કાર્યસાધકતા હિંદી મજુરો કરતા વધારે હોય છે તે છે. સ્પિંડલ કે સાળ પર જાપાનીજ મજુર હિંદી મજુર કરતા ૨૦ થી ૩૦ ટકા જેટલું વધારે કામ આપે છે. વધારે કાર્યસાધકતા એ ગેરવ્યાજબી હરિફાઇ છે એમ તો કોઇ ટીકાકાર કહેશે નહીં! પ્રોફેસર રશબ્રુક વિલ્યમ્સ તદ્દન વ્યાજબી રીતે કહે છે કે હિંદની ગરીબીનું મૂળ કારણ હીંદી મજુરની માલ પેદા કરવાની તેની ઘણીજ ઓછી શકતી છે.

તે ઉપરાંત જાપાન વોશિંગટન કન્વેન્શનનો ભંગ કરતું હોવાથી તેની હરિફાઇને ગેરવ્યાજબી ઠરાવવામાં આવતી હોય તે બનવાં જોગ છે. ખરી રીતે તો જાપાનીસ મિલો * દરરોજ દશ દશ કલાકની બે શિફ્ટોમાં મળીને ૨૦ કલાક કામ કરે છે જ્યારે વોશિંગટન કરારમાં તો પુખ્ત ઉમરના કામદારો પાસેથી વધુમાં વધુ દશજ કલાક કામ લેવાની ગોઠવણ કરવામાં આવી છે. પણ આપણે આવતા પ્રકરણમાં આ વિષયનો દરેક નજરે વિચાર કરીશું.

---

## પ્રકરણ ચોથું.

---

### વોશિંગટન કન્વેન્શન અને જાપાન.

આખી દુન્યામાં મજુરવર્ગ માટેના બંધારણસારૂં ચોક્કસ વિસ્તૃત સિદ્ધાંતો સ્થાપિત કરવા માટે સને ૧૯૧૯ માં વોશિંગટન ખાતે લેબર કોન્ફરંસની બેઠક મળી હતી અને તેણે ચોક્કસ ભલામણો કરી હતી. તેમાંથી સૌથી અગત્યની ભલામણ એ હતી કે પુખ્ત ઉમરના કામદારો માટે દીવસમાં વધુમાં વધુ ૧૦ કલાક કામ લેવું, સ્ત્રીઓ માટે આખી રાતનું (રાત્રે ૧૦ થી સવારે ૫ વાગ્યા સુધી) કામ બંધ કરવું, અને પંદર વર્ષની અંદરની છોકરીઓને અરધા વખતના કામ કરતા વધારે વખત સુધી કામે લગાડવી નહીં. પણ અત્રે

---

* નોંધ–જાપાનમાં ફકત સુતર કાંતનારી મિલોજ રાત્રે કામ કરે છે. કાપડના વણાટ ખાતાઓ ફકત દીવસમાંજ દશ કલાક ચાલે છે. આ બીના તરફ પુરતું લક્ષ આપવામાં આવેલું લાગતું નથી.

ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે ભલામણો આજ્ઞાના રૂપની નથી; તેમજ તે પછી મળેલી ઈન્ટરનેશનલ કોન્ફરંસની ભલામણો પણ પ્રજાસંઘની ભલામણો જેવી નથી. તે ભલામણો દરેક લાગતાવળગતા દેશે બહાલ રાખ્યા વગર તે બંધનકારક હોતી નથી. તેથી એકાદ દેશ, જો પોતાના ખાસ દેશના અંદરના સામાજીક કે આર્થિક અથવા ઔદ્યોગિક સંજોગોને લીધે વોશિંગટન કન્વેન્શનની ભલામણો બહાલ રાખી નહોય અથવા તો તેમ કરવાનું મુલતવી રાખ્યું હોય તો દેશપરદેશના કરારોના ભંગની વાતો કરવાનું તદ્દન વાહીયાત છે. કોન્ફરંસમાં હાજર રહેલો દરેક દેશનો કામદારવર્ગનો પ્રતિનિધિ સ્વદેશ પાછો ફરતો તે ભલામણો પોતાની પારલામેન્ટ સમક્ષ રજુ કરે છે અને તેનો સ્વીકાર કરવાની ભલામણ કરે છે. તે પછી પારલામેન્ટ પોતાના દેશનાં ખાસ સામાજીક અને ઔદ્યોગિક સંજોગોની નજરે તે ભલામણો વિષે ચર્ચા ચલાવે છે અને તે પછીજ તે ભલામણોનો સ્વીકાર કરે છે, તેનો અસ્વિકાર કરે છે અથવા તો દેશના લાભોને નુકસાન પહોંચાડયા વગર તે ભલામણો અમલમાં મુકી શકાય તેવા વખત સુધી તેનો અમલ કરવાનું મુલતવી રાખે છે. બહાલી આપવાની ના પાડવામાં અથવા તે મુલતવી રાખવામાં અનિતી જેવું કાંઇ છેજ નહીં અને ટીકાકારો ગમે તેવા લખાણ કરે તો પણ તે અનિતીમય થશે નહી. આખી બાબતની મુખ્ય ખુબી એ છે કે હિંદી સરકારે પોતે હિંદમાં આ બાબતસર કાયદો પસાર કરાવી લેવાની ઉતાવળ કરી છે–જીવદયાની નજરે તેમ કર્યું હોય અથવા લેંકેશાયરના દબાણથી કર્યું હોય, અને હવે તેને તેમજ મિલમાલેકોને જણાયું છે તેમજ તેનાથી મિલમાલેકોને કુદરતી રીતે ગુસ્સો પણ આવ્યો છે કે બીજા કોઇપણ દેશે તે કન્વેન્શનને બહાલી આપી નથી. બાબત આમ હોવાથી પોતાની ભૂલ ઢાંકીદેવા સારૂ હવે હીંદી સરકાર મિલમાલેકોને જાપાન સામે ગાળો ભાંડી તેની ઠેકડી કરવાની છુટ આપે છે. આવો કાયદો પસાર કરવાની અને બીજા કોઇપણ દેશે તેમ કરતા અગાઉજ પોતે વોશિંગટન કોન્ફરંસને બહાલી આપવા માટે સરકારનો વાંક કાઢવાને બદલે હિંદ પોતાનો ગુસ્સો જાપાન સામે ખાલી કરે છે તે કેટલું અજુગતું અને ખરાબ છે!

વળી પોતે કાચના મકાનમાં રહેનારાઓએ બીજાઓના મકાનોપર પથ્થર ફેંકવાની રમત રમવી નહીં. હિંદે અને જાપાને અત્યાર સુધી ઇન્ટરનેશનલ લેબર કોન્ફરંસની કંઇ કંઇ ભલામણો અમલમાં મુકી છે તેની સરખામણી સાથે અભ્યાસ કરવામાં આવે તો જણાશે કે જાપાને ખેતીવાડીના મજુર વર્ગને લગતી અનેક ભલામણો બહાલ રાખી છે પણ હિંદની વડી ધારાસભાએ કેટલીક ભલામણો બહાલ નહીં રાખવાનો અને કેટલીક બહાલ રાખવાનું અચોકસ મુદત સુધી મુલતવી રાખવાનો ઠરાવ કર્યો છે. હવે હિંદને જો પોતાના ખાસ સંજોગોને અનુસરીને વર્તવાની છુટ હોય ત્યારે જાપાનને પણ તેવીજ છુટ છે. અને તેથી જાપાને પોતાની સત્તા અને મુનસફી વાપરી વોશિંગટન કન્વેન્શનને બહાલી આપવાનું મુલતવી રાખેલું હોવાનાજ સબબે જાપાનીસ હરીફાઇ ગેરવ્યાજબી છે એમ કહેવું તદ્દન અણુછાજતું અને અન્યાયી છે.

આ બાબતસર જાપાને અખત્યાર કરેલા ધોરણના બીજાં પણ કેટલાક કારણો છે અને તેનું અત્રે કાંઇક વિવેચન કરવાનું વ્યાજબી થશે. ઇન્ટરનેશનલ લેબર કોન્ફરંસની ભલામણો સાથે અમેરીકાને કાંઇપણ લેવાદેવા નથી જ્યારે (કાપડના સંબંધમાં નવા પણ મજબુત હરિફ) ચીનને તો તે ઈન્ટરનેશનલ લેબર કોન્ફરંસે પોતેજ પોતાની ભલામણોના

અમલમાંથી ખાસ બાકાત રાખ્યું છે. ચીનમાં કારખાનાઓને લગતા કાયદા જેવું કાંઇ છેજ નહીં અને ત્યાં ખાસ કરીને ચીનાઇ માલેકીની મિલોમાં ભારે અંધારૂં ચાલે છે. તેથી બન્ને બાજુપરના આ બે હરિફો—એક બાજુપર અમેરીકા અને બીજી બાજુપર ચીન—તદન સ્વતંત્ર અને જરાએ આંકોશ વગરના રહે ત્યાં સુધી જાપાન ભાગ્યેજ કન્વેન્શનને બહાલી આપી શકે છે. તેમ કરવાથી તેનો પોતાનો મિલઉદયોગ ભારે ધાસ્તીમાં આવી પડયા વગર રહેશે નહીં. ખરી વાત તો એ છે કે વોશિંગટન કોન્ફરંસમાં જાપાનના પ્રતિનિધિએ આ બાબત વિષે ઈશારો વટીક કર્યો હતો. અત્રે જણાવવાનું વ્યાજબી થશે કે ઇંગ્લાંડે પોતે હજી વોશિંગટન કન્વેનશનની ભલામણો બહાલ રાખી નથી અને હિંદે જોકે તે બહાલ રાખી છે તોપણ હિંદમાંના દેશી રાજ્યોને તે લાગુ પડતી નથી કે જે રાજ્યો આખા દેશના વિસ્તારના ત્રીજા ભાગ જેટલા છે અને તેની હદની અંદર કાપડની મિલો ભારે ઝડપથી વધતી જાય છે. વોશિંગટન કન્વેન્શનને બહાલી આપવાનું જાપાને મુલતવી રાખવાનું બીજું એક ખાસ અગત્યનું ગંભીર કારણ ત્યાં થયલો ભયંકર, દુનીયાની તવારિખમાં અસાધારણ, ધરતીકંપ હતો. તે ધરતીકંપની આફતથી જાપાનમાં ગંજાવર પ્રમાણમાં દેશની હાનિ થવા સાથે પ્રજામાં ભારે દુઃખ અને મોટા પ્રમાણમાં બેકારી ઉભી થઇ હતી. આવા સંજોગોમાં જાપાનનો ગમે તેવો હડહડતો ટીકાકાર પણ જાપાને ફક્ત દીવસેજ કામ કરવાની અને ભુખે મરતી સ્ત્રીઓ તથા બાળકોને રાત્રે કામે લગાડવાની મનાઇ કરવાની વકી રાખી શકે નહી. રાષ્ટ્રીય પુનર્ઘટના અને આફતમાં આવી પડેલા લાખો માણસોને કામે લગાડવાની આવશ્યકતાને લીધેજ જાપાનને વોશિંગટન કન્વેન્શનને બહાલી આપવાનું મુલતવી રાખવાની ફરજ પડી છે. વેપારનું પાસું હજીએ બે કરોડ પાઉન્ડ જેટલું તેની વિરૂદ્ધ છે અને તેના પરિણામે તેના ચલણની કીમત ઘટી ગઈ છે. જાપાનીસ હરીફાઇ સામે કરવામાં બધા વાહિયાત, વજુદ વગરનાં અને પાયા વગરના બખાળામાં "ઘટી ગયેલા હુંડીઆમણ"ને ખાસ અગત્યતા આપવામાં આવે છે—જાણે કે હિંદના મિલઉદયોગને કચડી નાખવા માટેજ જાપાને જાણી બુજીને પોતાના ચલણની કીમત ઘટાડી નહોય ને! એમ તો એવીબી દલીલ રજુ કરી શકાય કે પોતાના ચલણની કીમત ઘટી જાય અને તેમ થવાથી હિંદના મિલઉદયોગ સાથે ગેરવ્યાંજબી હરિફાઈ કરી શકાય તે માટે જાપાને ધરતીકંપની આફત પણ માંગી લીધી હતી! તદન વાહિઆત! આવી દલીલ તો તદન વાહિયાતજ ગણાય. ભારે દીલગીરીની વાત છે કે જાપાનના સંકટ નિવારણ ફંડોમાં જે હિંદે ઉદાર દીલે મદદ આપી હતી તેજ હિંદ હવે ગેરસમજથી એટલું આંધળું બન્યું છે કે વોશિંગટન કન્વેન્શનને બહાલી આપવાનું મુલતવી રાખવાના જાપાનના કારણો પણ તે પિછાની શકતું નથી. તે ગમે તેમ હોય તોપણ, ધારાસભાએ ઉતાવળ્યું પગલું નહીં ભરવાની ખાસ સંભાળ રાખવી જોઇએ. કેટલાંક આપ મતલબીયાઓ તરફથી એવી સુચના કરવામાં આવી છે કે એકલા જાપાન સામેજ સંરક્ષક જકાતો નાખવાના પ્રથમ પગથીયાં તરીકે હિંદે ઇંડો—જાપાનીસ કન્વેન્શન તોડવું જોઇએ. એકલા જાપાન સામે ખાસ પગલાં ભરવાના ગેરઈન્સાફીપણાનો અને તેમ કરવાની જરૂરની ગેરહાજરીનો વિચાર બાજુએ મુકીએ તોપણ ચાલુ માસમાં પારલામેન્ટની બેઠક ખુલ્લી મુકવાના પ્રસંગે વડા પ્રધાન મી. બાલ્ડવિને ઉચ્ચારેલાં નીચલા શબ્દો ધ્યાનમાં લેતાં હાલ તરત આ દીશાએ કાંઇપણ પગલાં ભરવાનું વડી ધારાસભા માટે તદન કવખતનું થશે. મી. બાલ્ડવિને પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે:—

"કામના કલાકોના સંબંધમાં વોશિંગટન કન્વેન્શનના સવાલ વિષે હું હમેશ માનતો આવ્યો છું કે આપણા દેશમાં મજુરોનો દરજ્જો ટકાવી રાખવામાં આપણને મદદ થઇ શકે એવો સૌથી કીંમતી માર્ગ કામના કલાકોના સંબંધમાં બધા મુખ્ય મુખ્ય ઔદ્યોગિક દેશોમાં એક સરખું ધોરણ દાખલ થાય તે દીશાએ પ્રયત્ન કરવાનો છે. પણ જે કરાર કરવામાં અનેક ભાષા બોલતા અનેક દેશો સામેલ થયાં હતાં તે કરારની મતલબ તે બધા દેશોના મનમાં એક સરખીજ હતી તે વિષે પ્રથમ આપણે ખાત્રી કરી લેવી જોઇએ; નહીં તો પાછળથી આપણને જણાશે કે જુદા જુદા દેશોએ શબ્દોનો જુદો જુદો અર્થ કરવાથી બાર માસની આખરે દરેક દેશમાં જુદું જુદુંજ પ્રમાણ સ્થાપિત થયું છે. અઠવાડીયામાં કામના કલાકો ૪૮ રાખવાના સંબંધમાં વાપરેલા શબ્દો વિષે બની શકે તો એક મતીપર આવવા તથા ભિન્ન ભિન્ન દેશો વચ્ચે સંપૂર્ણ એક મતી થવા માટે જે અપવાદો રાખ્યાં છે, રાખવામાં આવે છે અથવા સૂચવવામાં આવ્યાં છે તે વિષે સંભાળભરી રીતે વિચાર કરવા સારૂ લંડનમાં ભેગાં મળી મસલહત ચલાવવા માટે લેબર ખાતાના પ્રધાન મુખ્ય મુખ્ય આદ્યોગિક દેશોના લેબર ખાતાઓના પ્રધાનોને તથા ઇન્ટરનેશનલ લેબર ઓફીસવાળા મી૦ થોમસને આમંત્રણ આપનાર છે. આ કાર્ય ઘણું મુશ્કેલી ભર્યું છે અને હું નથી જાણતો કે તેમાં આપણે ફતેહમંદ નીવડીશું કે કેમ પણ સંપૂર્ણ સમજુતી થવા માટે અમો અમારાથી બનતી કોશેશો કરીશું. જો તેવી સમજુતી થશે તો પછી વોશિંગટન કન્વેન્શનને તેમાં ભાગ લેનાર દેશોએ બહાલી આપવાનું બની શકશે અને અમો તેવી બહાલી આપવા પગલાં ભરીશું. પણ બધાઓની મતલબ એકજ હતી એવી અમારી ખાત્રી થતા સુધી અમો તેને બહાલી આપવાના નથી."

બ્રીટીશ વડા પ્રધાનના ઉપલા અગત્યના વચનો ધ્યાનમાં લેતાં ઇંડો-જાપાનીસ કન્વેન્શન રદ કરવાના સવાલનો વિચાર હાલ તુરત મુલતવી રાખવાનુંજ હિંદની વડી ધારાસભા માટે ડહાપણ ભર્યું ગણાશે.

મજુર વર્ગ "નિચોવવા"ના અને "ગેરવ્યાજબી" હરિફાઇના આક્ષેપોનો પુરતો રદીયો અત્યાસુધી આપવામાં આવ્યો છે. તેમજ જાપાને હજી સુધી વોશિંગટન કન્વેન્શનને બહાલી આપવાનું શા માટે મુલતવી રાખ્યું છે તેના પુરતાં કારણો પણ દર્શાવ્યાં છે. હવે આપણે સને ૧૯૦૫ ના ઇંડો-જાપાનીસ કન્વેન્શન વિષે વિચાર કરીશું.

---

## પ્રકરણ પાંચમું.

---

### હિંદમાં જાપાનીસ હરિફાઇનું સ્વરૂપ તથા વિસ્તાર અને ૧૯૦૫ નો ઇંડો જાપાનીસ કરાર.

કલકત્તા ખાતે મળેલી એસોસીએટેડ વેપારી ચેમ્બરોની વાર્ષિક સભામાં મી૦ વી. એ. ગ્રાંથામ, એમ. એલ. સી. એ એવો ઠરાવ રજુ કર્યો હતો કે "જાપાનથી હિંદમાં આયાત

થતા માલ ઉપર સંરક્ષક જકાત નાખવાના પ્રથમ પગથીઆ તરીકે જાપાન સાથેનો કરાર બનતી ઉતાવળે રદ્દ કરવાની હિંદી સરકારને ભલામણ કરવી." અને તે શા માટે? કારણ, મી० ગ્રાંથામ કહે છે કે સ્થાનિક મિલોની પેદાશ તેમજ લેંકેશાયરથી આયાત થતા માલના સંબંધમાં પણ કાપડ તથા સુતરના વેપારમાં જાપાન આપણી સાથે ગંભીર હરિફાઇ કરે છે. તેજ વખતે તેમણે વધુમાં જણાવ્યું હતું કે "હું એમ નથી સુચવવા માંગતો કે જાપાને હિંદી મિલોના કામકાજનો કંઇ મોટો ભાગ તેઓ પાસેથી છીનવી લીધો છે કારણ અત્યાર સુધી સ્થાનિક કામકાજના જે ભાગને સજ્જડ ફટકો પડયો છે તે ટી કલોથ અને શીટીંગનો છે." હવે આ વાત તદ્દન સત્ય છે; પણ મી० ગ્રાંથામ માટે અમોને એટલીજ દલગીરી ઉપજે છે કે તેમણે જાણ્યે અજાણ્યે કબુલ કરેલી હકીકત પરથીજ ખરી બીના બહાર આવી છે. અને તેમનો આખો કેસ પડી ભાંગ્યો છે. જાપાનના શીટીંગ અને ટી કલોથનાં વેપારના સંબંધમાં જરા કાંઇ પણ જાણનાર માણસ સારી રીતે જાણે છે કે આ માલમાંની હરિફાઇ હિંદની અંદરના બજારોમાં નહી પણ તેની નિકાશના બજારોમાં અને ખાસ કરીને આફ્રીકા અને લીવાન્ટમાં ખપતા માલમાં છે. લડાઇ અગાઉ હિંદના હાથમાં પુર્વ આફ્રીકાના બજારનો ૬૩ ટકા જેટલો ભાગ હતો. ગયા વર્ષે તે ઘટીને ફક્ત ૨૪ ટકા જેટલો થયો હતો. સને ૧૯૨૦ માં પુર્વ આફ્રીકામાં કોરા કાપડના વેપારમાં જાપાનનો હિસ્સો ફક્ત ૮ ટકા જેટલો હતો જ્યારે ગયા વરસે તે વધીને ૬૬ ટકા જેટલો થયો હતો. હવે પરદેશોના બજારોમાંથી પોતાને હાંકી કાઢવા માટે હિંદ ગમે તેવી ફરીઆદો કરે તો પણ ઇંડો-જાપાનીસ કરાર રદ્દ કરવાથી તેને જરાએ મદદ થશે નહી; કારણ તે બજારો તદ્દન તટસ્થ છે અને ત્યાં અમેરીકા, ઇંગ્લાંડ, ઇટાલી અને બેલ્જીઅમ પણ સમાન દરજ્જાએ હરિફાઇ કરે છે અને તે બજારોમા એકલા જાપાન સામે ખાસ પગલાં ભરવાનું દેશ પરદેશના કરારોને લીધે તદ્દન અશક્ય થશે. તેથી મી० ગ્રાન્થામે પોતેજ કબુલ કરેલી બીનાં ઉપરથી જાપાન હિંદના બજારોમાં હિંદી મિલોના માલ સાથે હરિફાઇ કરે છે એવી તેમની દલીલ પડી ભાંગે છે. હિંદમાં વપરાસ માટેનો જાપાનીસ માલ, લેંકેશાયરથી હિંદમાં આયાત થતો માલ તથા હિંદની મિલોની કુલ પેદાશના આંકડાઓ નીચેના કોઠાપરથી જોઇ શકાય છે.

| હિંદી મિલોની પેદાશ. | હિંદી હાથ સાળોની પેદાશ. | પરદેશી કાપડની આયાત. | | | રીમાર્ક. |
|---|---|---|---|---|---|
| | | ઈંગ્લાંડ | જાપાન. | બીજા દેશો. | |
| ૧૯૮ કરોડવાર તેમાંથી નિકાશ થયલા ૧૮ કરોડ બાદ કરતાં કુલ ૧૮૦ કરોડ. | ૧૪૦ કરોડ વાર. | ૧૬૪ કરોડ વાર તેમાંથી પાછી નિકાશ આસરે ૬ કરોડ. | ૧૪ કરોડ તેમાંથી પાછી નિકાશ બે કરોડ. | ૮ કરોડ. | હિંદમાં વપરાસ માટે કુલ કાપડ ૪૮૦ કરોડ વાર હિંદમાં વપરાયલું જાપાનીસ કાપડ ફક્ત ૧૨ કરોડ વાર એટલે કુલના ૨॥ ટકા જેટલું. જો હાથ સાળોનો માલ બાદ કરીએ તો આ પ્રમાણ ૩.૫૩ ટકા જેટલું થાય છે. |

હિંદના બજારોમાં જાપાનીસ હરિફાઇના સ્વરૂપ અને વિસ્તાર વિષેની પુરતી અને સ્પષ્ટ વિગતો આ સાથેના પરિશિષ્ટ "અ" અને પરિશિષ્ટ "બ"માં આપવામાં આવી છે. તે વિગતોનું ઉડતી નજરે પણ અવલોકન કરનારની ખાત્રી થશે કે તેવી હરિફાઇ હસ્તી ધરાવતીજ નથી. ત્યારે હિંદે ઇંડો–જાપાનીસ કરાર રદ કરવાથી શો લાભ થવાનો છે? હિંદને કાંઇ પણ લાભ થશે નહીં; પણ બીજા હાથપર તેને ભારે ખમવું પડશે. જે કાંઇ લાભ થશે તે તો હિંદ અને જાપાનના ભોગે લેંકેશાયરનેજ મળશે, કારણ જાપાન જે હરિફાઇ કરે છે તે હિંદી મિલો સાથે નહીં પણ હિંદના બજારોમાં લેંકેશાયરના માલ સાથેજ કરે છે (અને તેનાથી હિંદી પ્રજાને ઘણો લાભ થાય છે.) હિંદી બજારોમાંથી જાપાનીસ માલને હાંકી કાઢવાના કામ માટે એટલે પોતાની નેમ પાર પાડવા માટે આપણા મિલ માલેકોને પોતાનું હથિઆર બનાવવા લેંકેશાયરનો માલ આયાત કરનારી પેઢીઓ ભારે આતુર થઈ છે અને ખેદની વાત તો એ છે કે આપણા ભોળા મિલ માલેકો આ રમતમાં પોતાની મેળે લેંકેશાયરના ભોગ થઇ પડે છે. જો હિંદી મિલોને રક્ષણની જરૂરજ હોય તો તે જાપાન સામે જેટલું જોઈએ તેટલુંજ (બલ્કે તેના કરતાં પણ વધારે) લેંકેશાયર સામે જોઈએ. અને જો લેંકેશાયર સામે રક્ષણની જરૂર ન હોય તો પછી જાપાન સામે રક્ષણ માંગવાની જરૂરજ ક્યાં હોય? પણ અમને લાગે છે કે લેંકેશાયર તેમજ જાપાનથી આયાત થતા કાપડપરની આયાત જકાત વધારવાને હિંદી સરકારને સમજાવવામાં નિષ્ફળ નિવડવાથી, હિંદી મિલ માલેકો એમજ સમજી બેઠા છે કે ગુન્હો કરનારી (લેંકેશાયર) પાર્ટી મજબુત હોવાથી તેની સામે કાંઇ પણ કરી ન શકાતું હોય તો પછી નિર્દોષ (જાપાન) પાર્ટીપરજ પુરેપુરૂં વેર વાળી લેવું જોઇએ. પણ આવા તદન મુર્ખાઇ ભર્યા અને ગેરઇન્સાફના કામમાં મદદગાર થવાને બદલે અને તેમ કરીને પોતાના લાભોને કાયમી નુકશાન પહોંચાડવાને બદલે તેઓને માટે ડહાપણ ભર્યો માર્ગ તો પોતાના ઘરમાં સારી ગોઠવણ કરવાનો છે. દેશી મિલોના કારોબારમાં સુધારો કરવાને પુરતું સ્થાન છે તે એટલાપરથીજ જોઇ શકાય છે કે બહાર ગામની મિલો સુંદર ડીવીડન્ડ આપી શકે છે. મદ્રાસ અને સોલાપુર, કલકત્તા તથા નાગપુર, કાનપુર અને ઇંદોરની મિલો સારી રીતે ચાલે છે ત્યારે એકલી મુંબઈની મિલોમાંજ ખોટ જતી હોય તો તે મિલોના કારોબારમાંજ સડો પેઠેલો હોવો જોઇએ અને તે દૂર કરાવવા સારૂ મજબુત હાથે પગલાં ભરવાં જોઇએ. પણ ખરી વાત તો એ છે કે મુંબઇની પણ કેટલીક મિલો સારો નફો કરે છે. તે બતાવી આપે છે કે સારા કારોબારવાળા ધંધાઓમાં હમેશ નહીં તો પણ સાધારણપણે નફો થવોજ જોઇએ. તે ગમે તેમ હોય તો પણ લેંકેશાયરનો માલ આયાત કરનારી પેઢીઓની છુપી ચળવળથી ધારાસભાએ આડે રસ્તે દોરવાઇ જવાનું અને મુંબઇના થોડાંક કહીએ નહી સુધરી શકે એવા મિલ એજન્ટો અને મિલ માલેકોના લાભ માટે જાપાન સામે ખાસ પગલાં ભરવાનું તદન નહીં ઇચ્છવા જોગ થશે.

જાપાન સાથેના કરાર રદ કરવાની ગંભીર ભુલ કરી હિંદ જાપાનીસ માલ સામે સંરક્ષક આયાત જકાત નાખશે તો તેવા પગલાંનું કેવું પરિણામ આવશે? પ્રથમ તો જકાતના વધારાથી દેશમાં માલની કીમતમાં ઉછાળો થશે અને લડાઇના અગાઉના માણસ દીઠ ૧૩ વારના માલના ઉપાડમાં હમણા ઘટાડો થઇને જે માથાદીઠ ફક્ત આશરે ૯ વારનો હાલ ઉપાડ થાય છે તેમાં હજી વધુ ઘટાડો થશે. પણ આપણી ધારાસભાની ફરજ શી છે? દેશી કાપડપરની એક્સાઇજ ડ્યુટી કઢાડી નંખાવવામાં લેંકેશાયરે હિંદી મિલ માલેકોને મદદ

આપી હોય તે બનવા જોગ છે, વળી તેના બદલામાં જાપાન સામે ચળવળ કરવામાં એકત્ર થવાની કબુલાત દેશી મિલવાળાઓએ લેંકેશાયરને આપી હોય તે પણ બનવાજોગ છે. પણ આ ખાનગી ગોઠવણ અમલમાં મુકવા સાથે હીંદી વડી ધારાસભાને કાંઈપણ લાગતું વળગતું નથી. તેની ચોખ્ખી ફરજ તો હિંદની કરોડોની પ્રજાની પડખે ઉભા રહી સ્વાર્થી થાપણદારોને તેનો ગેરલાભ લેતા અટકાવવાની છે. વડી ધારાસભા પોતાની આ ફરજ અદા કરશે કે જેના લાભો સાચવવાની તેની ફરજ છે તે મુંગી પ્રજાના ભોગે લેંકેશાયર અને હિંદના મિલમાલેકોને રક્ષણ આપવાની કોશેશ કરશે?

આ બાબતમાં ધારાસભા દેશના લાભોને દગો દેશે તો દેશમાં મોંઘવારી થશે એટલુંજ નહીં પણ તેની માઠી અસર આ દેશના મિલમાલેકોને પણ ભોગવવી પડશે. તેઓ તો હંદે કલેજે એમજ માની બેઠાં છે કે જાડા કાપડની બનાવટમાં લેંકેશાયરનો સંબંધ નહીં હોવાથી તેની હરિફાઈની ધાસ્તી રાખવાનું જરાએ કારણ નથી. પણ આવો ખ્યાલ કેટલો ભુલ ભરેલો અને આડે રસ્તે દોરવનારો છે તેનો પુરાવો સર વીલ્યમ્સ ક્લેર લીજના ભાષણમાં મળી આવે છે. જાડા કાપડની બનાવટ મોટા પાયાપર શરૂ કરવાનો લેંકેશાયરને આગ્રહ કરતાં, મેન્ચેસ્ટરની વેપારી ચેમ્બરના આ માજી પ્રમુખે જણાવ્યું હતું કે હિંદ અને ચીનમાં રૂની પેદાશ થાય છે તે બીનાનો વિચાર કરવો પડશે. તેવા રૂમાંથી બનાવેલું કાપડ ખરીદવા જ્યાં સુધી પુર્વના દેશોના માણસો રાજી હોય ત્યાંસુધી તેના વેપારમાં હિસ્સો મેળવવા સારૂ બ્રીટને કોશેશ કરવી જોઇએ. આ સલાહ જરૂર અમલમાં મુકવામાં આવશે અને એક દીને હિંદને જણાશે કે જાપાનને હાંકી કાઢી લેંકેશાયરને દાખલ કરવામાં તેણે પોતાની હાલત વધુ કફોડી બનાવી લીધી છે. પણ તે વખતે પાછા હઠીને ઉપાયો યોજવાનું બહુ મોડું થશે અને થોડા વખતમાંજ આપણા મિલમાલેકોની એટલી દુર્દશા થશે કે તેઓને રીતે પોતાની મિલો પાણીના મુલે લેંકેશાયરની સિંડીકેટોને વેચી નાખવાની ફરજ પડશે. આ ચિતાર નિરાશાજનક છે પણ ખરૂં શું છે તે તો વખતજ પુરવાર કરી આપશે.

ઉપલા બધા વિવેચનપરથી આપણે એવાંજ નિર્ણયપર આવી શકીએ છીએ કેઃ—

૧–હિંદના બજારોમાં તો દેશી મિલો સાથે જાપાનીસ કાપડની હરિફાઈ જેવું કાંઇ છેજ નહીં.

૨–જાપાનીસ માલ લેંકેશાયર સાથે હરિફાઈ કરે છે અને તેના પરિણામે આ દેશી પ્રજાનેજ લાભ થાય છે.

૩–તેથી જાપાન સામે જે ચળવળ અને ઉશ્કેરણી કરવામાં આવે છે તેની ખરી નેમ હિંદી પ્રજાના ખેડુતોના અથવા તો ઔદયોગિક લાભો સાચવવાની નથી; આ ચળવળ કોના લાભ માટે ચલાવવામાં આવે છે તેનો નિર્ણય કરવાનું અમો જાહેર પ્રજાની મુનસફી-પરજ છોડીએ છીએ.

૪–જાપાન સામે સંરક્ષક જકાત નાખવામાં આવશે તો તે વડે આ દેશના હાથ વણાટના ઉદયોગ માટે એક વધુ મુશ્કેલી થશે. આ ઉદયોગ ટકાવી રાખવા માટે મધ્યમ તથા બારિક સુતરનો જથ્થો સસ્તા દરે મળવો જોઇએ. વળી આવી સંરક્ષક જકાતથી આ

દેશમાં કાપડની કીમતમાં ઉછાળો થશે અને અગાઉથીજ રૈયતની જે માલ ખરીદવાની શક્તિ ઘણીજ ઓછી છે તે હજી વધુ નબળી થશે.

૫–હિંદના મિલઉદયોગને પરદેશથી આયાત થતા માલ સામે રક્ષણ મળવાની જરૂર છે એમ માનીએ તોપણ લેંકેશાયરના કુલ આયાત માલના ફક્ત ૧૦ ટકા જેટલોજ માલ આ દેશમાં મોકલનાર જાપાન સામેજ ખાસ પગલાં ભરવાનું જેમ વ્યાજબી નથી તેમ ઇષ્ટ પણ નથી.

૬–છેવટે એકલા જાપાન સામે વિરોધી પગલાં ભરવાનું એટલું ખોટું છે કે તેનાથી હિંદ સાથેના હાલના જાપાનના એખલાસભર્યા સંબંધને ખલલ પહોંચવાની ગંભીર ધાસ્તી રહેશે.

---

## પ્રકરણ છઠ્ઠું.

---

### હિંદી અને જાપાનીસ મિલોના કારોબારની સરખામણી.

હિંદી મિલોના કારોબાર સામે વારંવાર સખત ટીકાઓ થઇ છે, હિંદી સરકારના વેપારી ખાતાના સભાસદે પણ તેની ઝાટકણી કહાડી છે; અને ઉડાઉ ખર્ચ, નાલાયકાત, લાંચરૂશવત અને પક્ષપાત વખતો વખત જાહેર રીતે વખોડી કહાડવામાં આવ્યો છે. પણ તેની જરાએ અસર થઇ નથી. પોતાના ઘરો સાફ કરવાની અપીલોની મિલ માલેકો અને મિલ એજન્ટો ઉપર જરાએ અસર થઇ નથી અને તેઓની આ દીશામાંની નાખુશી કે અશક્તિ બતાવી આપે છે કે આ બદીઓ મક્કમપણે જડ ઘાલી બેઠી છે. પણ જો ભાગીદારો તેઓને પોતાના નાણાં સાથે ગમે તેવાં ચેડાં કહાડવા દેવાને રાજી હોય તો પછી આવી હલકી બાબતો જાહેરમાં લાવવાની આપણને જરાએ જરૂર નથી. તેથી આ પ્રકરણમાં અમો ફક્ત હિંદ અને જાપાનમાંની મિલોના કામકાજની પદ્ધતીઓની સરખામણી કરશું.

હિંદી મિલોમાંના વહીવટની મુખ્ય ખામી એ છે કે તેના કારોબારીઓને સૌથી વધુ લાભકારક રીતે ખરીદી કેમ કરવી અને માલ કેમ વેચવો તેનું જ્ઞાન હોતું નથી. અને આ ખામીથીજ જાપાનને હિંદ કરતા વધુ લાભ મળે છે. જાપાન એવી સ્થિતીમાં છે કે તે પોતાની મિલો માટે જોઈતું રૂ અમેરીકા, ચીન કે હિંદથી પણ સહેલાઇથી ખરીદી શકે છે. જાપાનીસ મિલોનું રૂ ખાતું તેના મિલ ખાતાથી તદન વેગળું હોય છે અને તે આ ત્રણે બજારોમાં થતી વધઘટ ઉપર બારીક નજર રાખી સૌથી અનુકુલ તકે પોતાને માટે જોઇતું રૂ સૌથી સસ્તા બજારમાં ખરીદવાની તક શોધી રહે છે. વળી નાણાં પસાર કરવાની ગોઠવણો પણ ભારે સગવડ ભરી કરવામાં આવે છે અને કાચો માલ ખરીદવાની જાપાનીસ મિલોની અસાધારણ સંઘટનાથી કાચો માલ બની શકે તેટલી ઓછી કીમતે ખરી-

દવા માટે જરાએ જર કે જહેમતમાં પાછીપાની કરવામાં આવતી નથી. વખતો વખત મોટી મિલો ભેગી થઈને ખુલ્લી રીતે જાહેર કરે છે કે અમો ચોક્કસ હદ કરતાં વધારે દરે રૂ ખરીદીશુંજ નહીં. તરતજ રૂના વેપારમાં હિતસંબંધ ધરાવનારાઓ આવી માંગણીને પુગી વળવાના માર્ગ શોધી કહાડવાની કોશીશો કરવા લાગે છે. પરિણામ એ આવે છે કે રૂ બજારમાં વાયદાના ઘણાં કામકાજ થાય છે કે જેમાં ભરૂચ સટાનો અને ન્યુયોર્કના ફ્યુચરનો પુરતો લાભ લેવામાં આવે છે અને બજારમાંથી મિલો પોતે મુકરર કરી રાખેલી મારજીનની અંદરજ પોતાને જોઇતો માલ ખરીદી શકે છે. આના પરિણામે ઘણીવાર એમ બને છે કે રૂ ઉગાડનારા મથકોમાં પણ રૂની જે કીમત હોય છે તેના કરતા પણ ઓછી કીમતે જાપાનના મિલવાળાઓ રૂ મેળવી શકે છે. આ વાત જેટલી વિચિત્ર લાગે છે તેટલીજ તે સત્ય પણ છે. પણ અત્રે ભુલી જવું જોઇતું નથી કે આ બાબતમાં યુરોપીયન ઔધ્યોગીક દેશોની સ્થિતી પણ જાપાન જેવીજ છે.

જાપાનીસ મિલોની કામ કરવાની પધ્ધતિની બીજી એક ખુબી માલના વેચાણ માટેની તેઓની અત્યંત ખીલવેલી અને કાર્યસાધક સંઘટના છે. કાચો માલ ખરીદીને રૂ ખાતું તે માલ મિલ ખાતાને બજાર ભાવે વેચે છે અને સુતર તથા કાપડપરનો મિલ ખાતાનો નફો રૂ ખાતાના નામે જમે કરવામાં આવે છે. જેથી હાથમાંના રૂના જથ્થાની કીમતમાં ઘટાડો કરી શકાય છે. આવી રીતે હાથમાના રૂના જથ્થાની કીમત સુતર અને કાપડપરના નફાથી બંધબેસ્તી કરવામાં આવે છે અને કાચા માલના બજારમાં પ્રતિકુલ વલણ દેખાય તોપણ તેનાથી રૂ ખાતામાં ગડબડ થતી નથી અને રૂ ખાતું તેમજ સુતર અને કાપડ ખાતું સાથે મળીને સહકારથી કામ કરી શકે છે. મિલોનું આ તો મુકરર કરેલું ધોરણ હોય છે કે માલ માટેની માંગણી નરમ હોય અને માલનો જથ્થો ભેગો થવા લાગે ત્યારે ભવિષ્યમાં વધુ સારા ભાવ ઉપજવાની આશાથી માલ પકડી રાખવો નહીં પણ બજારની વલણને અનુસરીને ઉંચા ભાવના રૂમાંથી બનાવેલો માલ પણ ચાલુ ઓછા ભાવના ધોરણે અથવા સુતર કાપડ બજારની નરમ વલણને અનુસરીને પણ જેમ બને તેમ માલ કહાડી નાખવો. આવી રીતે કામ લેવાથી મિલોમાં માલનો જથ્થો ભેગો થવાનો ભય રહે તો નથી તેમજ તેને અંગે નાણું રોકી રાખવાં પડતાં નથી જેથી તે પછીની પહેલી તકે બજારનો પુરતો લાભ લેવાનું મિલો માટે બની શકે છે.

વળી જેમ રૂના વેપારીઓ મિલોને સસ્તા દરે રૂ ખરીદવામાં કીમતી મદદ આપે છે તેમ કાપડ સુતર ચઢાવનારા વેપારીઓ પણ મિલોમાં બનતા માલના વેચાણ કરવામાં મિલોને સંગીન મદદ આપે છે. અત્રે જાણુવાજોગ થઇ પડે છે કે જાપાનીસ મિલો હિંદમાં બેહદ સસ્તે દરે માલનો ગંજાવર જથ્થો મોકલે છે એવી જે માન્યતા કોઇ કોઈ વખતે ફેલાયલી નજરે પડે છે તે માટે ખરી રીતે જોતાં જાપાનની મિલો નહીં પણ માલની નિકાશ કરનારી પેઢીઓજ જવાબદાર હોય છે. આવી ગેરસમજ તદન કુદરતી છે પણ જાપાનથી માલ ચઢાવનારાઓની કામની પદ્ધતી વિષે ખોલાસો થતાં તે સહેલાઇથી દુર થઈ શકે છે. ઘણીખરી જાપાનીસ મિલો એવી જાતનો એકસરખો માલ બનાવે છે કે જે ચીન અને પાસિફ સી ટાપુઓ, હિંદ અને આફ્રીકા જેવા મોટા બજારોમાં સરખી રીતે વેચાય છે. આથી માલનો નીકાશ કરાવવાનું બહુજ સહેલું બને છે એટલુંજ નહીં પણ માલ નિકાશ કરનારા વેપારીઓને લાંબી મુદતના સોદાઓ કરવા માટે મોટી તકો મળે છે. આગેવાન શિપરો સાધારણપણે પોતાને

હિસાબે મિલો પાસેથી માલ ચારચાર કે છછ માસ અગાઉ ખરીદ કરે છે અને ધીમે ધીમે સારામાં સારા બજારમાં દરેક અનુકુલ તકે વેચાણુ કરે છે. આમાં કેટલુંક જોખમ તો ખેડવું પડે છે પણુ તેની સાથેજ કાચા રૂ માંટે "હેજીંગ" કરવાથી ઘણે દરજ્જે જોખમ ઓછું થાય છે. આવા "હેજીંગ" માટે ન્યુયોર્કના ફ્યુચરો અને ભરૂચના સટ્ટાનો પુરતો લાભ લેવામાં આવે છે. ઘણી વાર શિપરોએ મિલો પાસેથી કરેલી ખરીદી નિષ્ફળ નિવડે છે. દુકાળ, રાજદ્વારી ગડબડ, દેશમાની ઉથલપાથલ, (જેમ વારંવાર ચીનમાં બને છે) કાચા માલના બજારની નરમ વલણુ અને તેવાંજ બીજા અનેક કારણોથી માલ માટેની માંગણી વકી મુજબ થતી નથી. આવા સંજોગોમા શિપરો હિમ્મત અને ભારે ઝડપથી કામ લઈને તકનો પુરો લાભ લઈને માલ વેચી નાખે છે. બજાર સુધરવાની આશાથી માલ રાખી મુકવાને અને તેમ કરીને વધુ જોખમ ખેડવાને બદલે તેઓ તરતજ પોતાનો ઉંચા ભાવનો માલ પણુ કીમતની જરાએ દરકાર કર્યા વગર અને દુન્યાના મુખ્ય બજારોમાં મંદીની વલણુ શરૂ થતા પહેલાંજ બજારમાં જે ભાવ ઉપજે તે ભાવમાં કાઢી નાખે છે. સૌ કોઇ જાણે છે તેમ બજાર ગગડવા માંડે છે ત્યારે ઓછા ભાવે પણુ માલ ખરીદવાને ગ્રાહકોને સમજાવવાનું ભારે મુશ્કેલ હોય છે. જાપાનીસ ધંધાદારીઓ સારી રીતે જાણે છે કે "વહેલો તે પહેલો" અને તેથી દરેક કટોકટીના પ્રસંગે તેઓ ભારે હિમ્મત અને ત્વરાથી કામ કરે છે કે જેમ કરવા ઉપરજ ફતેહનો બધો આધાર રહેલો હોય છે. આવા પ્રસંગોએ (મિલો નહી પણુ માલની નિકાશ કરનારાઓ તરફથી) ભાવમાં એકદમ ઘટાડો કરવામાં આવે છે અને ત્યારે આપણા મિલ માલેકો પોકાર કરવા લાગે છે કે જાપાન બેહદ સસ્તા ભાવે પોતાનો માલ મોકલીને અમારા મિલ ઉદ્યોગનો નાશ કરે છે. આવા તદન ગેરવ્યાજબી અભિપ્રાયના કારણો ગંભીર અજ્ઞાન અને ભારે નાલાયકાતજ ગણી શકાય છે. જાપાનીસ શીપરોના કામ-કાજની પધ્ધતીની જે મુખ્ય ખુબી તે "હેજીંગ" ની રીતીથીજ ભાવમાં આવો બેહદ ઘટાડો કરવાનું શકય હોય છે પણ આ રીતીની આપણા મિલ માલેકોને ખબરજ હોતી નથી ત્યારે તેનો ઉપયોગ કરવાની વાતો કયાં કરવી? તેથી મુખ્ય મુદ્દો એ છે કે કોઇ કોઇ વખતે જાપાનીસ માલ બેહદ સસ્તા દરે વેચવામાં આવે છે તોપણુ તેવા ભાવ મિલોના હોતા નથી પણ વેપારીઓના હોય છે. એટલે બેહદ સસ્તા દરે માલ વેચવાના જાપાનીસ મિલો સામેના આક્ષેપ તદન વજુદ વગરના છે અને તેથી તે જરાએ ટકી શકે નહીં.

હવે આપણી દેશી મિલો ખરીદી અને વેચાણુ કેવી રીતે કરે છે તે આપણે તપાસીશું. કેટલાક મિલ એજન્ટો જે રૂઢીઓ અખત્યાર કરે છે તેની વિગતોમાં ઉતરવાની અમારી જરાએ ખાહેશ નથી. તે તો સૌ કોઇ જાણે છે. તે વિશે અમો તો મુંગાંજ રહેવાનું પસંદ કરીએ છીએ; તોએ જ્યાં અપ્રમાણિકપણાનો સવાલ હોતો નથી ત્યાં પણ બેદરકારી, અજ્ઞાનતા અને નાલાયકાતનો પુરતો પુરાવો મળે છે અને તેથી હિંદી મિલોના છેક બારણે રૂ હોવા છતાં ઘણીવાર તેઓની રૂની સરેરાસ ખરીદીની કીમત જાપાનીસ મિલોની સરેરાસ ખરીદીની કીમત કરતાં વધારે હોવાના દીલગીરીભર્યા બનાવો બનતા નજરે પડે છે. વળી મિલોના કામકાજ માટે નાણાં પુરાં પાડવાની બધી જવાબદારી એકલા મેનેજીંગ એજન્ટો પરજ હોવાથી, ઘણીવાર એમ પણ બને છે કે નાણાં ભીડના સબબે એજન્ટો અનુકુળ રૂની ખરીદી કરી શકતા નથી અને તેથી અગાઉથી હાથમાં લીધેલા સુતર કે કાપડના ઓરડરોનો માલ પુરો પાડવા માટે તેઓને પાછળથી ગમે તેવા પ્રતીકુળ ભાવે પણ રૂ ખરીદવાની ફરજ પડે છે. માલ વેચવાની પદ્ધતીમાં પણ આવીજ ખામીઓ નજરે પડે છે.

પ્રથમ તો માલની પડતર કીમત ઉપર જુદા જુદા દલાલો વગેરેનો બોજો પડે છે કે જેમ જાપાનમાં બનતું નથી. મેનેજીંગ એજન્ટને તો સેલીંગ–એજન્ટ ઉપરજ બધો આધાર રાખવો પડે છે અને સેલીંગ એજન્ટ ભાગીદારોના ભોગે સુતર તથા કાપડ બજારોમાં પોતાના દોસ્તો અને સગાઓને ખટાવે છે. પણ આ તો ફક્ત વિગતો છે. હિંદી મિલોના વહીવટમાંની મુખ્ય ખામી બજારની વલણ પિછાણીને તેને અનુસરવાની નાલાયકાત હોય છે. તેના પરિણામે માલના વેચાણ ભાગ્યેજ સૌથી અનુકુળ તકે કરવામાં આવે છે. માલની માંગણી અને કાચા માલની કીમતનો જરાએ ખ્યાલ કર્યા વગર માલનો જથ્થો ભેગો કરીને ગોદામોનો વીમો અને વ્યાજનો બોજો વધારતા જવાનો બનાવ હિંદી મિલોમાં તો સાધારણ થઇ પડયો છે. પરિણામ એ આવે છે કે થાપણ બધી રોકાઇ જાય છે અને નાણાં ભીડનો ભય ઉભો રહે છે. આવા પ્રસંગે બુમબરાડા પાડવામાં આવે છે કે મિલ ઉદયોગ સત્યાનાશની અણીપર છે, ખોટા ખોટા હરીફોની વાતો ઉપજાવી કહાડવામાં આવે છે અને રક્ષણ મેળવ્વાનાં પોકારોથી દેશને ગજાવી મુકવામાં આવે છે. પોતાની હાથેજ ઉભો કરેલો આ ગભરાટ બજારોમાં ફેલાય છે અને મંદીની વલણ વધુ સજ્જડ બને છે. આખરે પરિણામ એ આવે છે કે નાણાં ભીડના દબાણથી અને ગભરાટની અસરથી મિલોને ભેગો કરી રાખેલો ગંજાવર જથ્થો ભારે ખોટ ખમીને વેચી નાખવો પડે છે. આવા રીતે પોતાની ખામીઓ ઢાંકી દેવા માટે ભાગીદારો સમક્ષ ખોટા બ્હાના રજુ કરવા સારૂં, પરદેશી હરિફાઈનોજ બધો વાંક કહાડવામાં આવે છે.

**નિર્ણય**—પ્રથમતો આપણા મિલમાલેકો અને મિલ એજન્ટોએ પોતાના ઘરમાંજ સાફસુફ કરવી જોઈએ અને જુદી જુદી દીશાએ જે બદીઓથી તેઓની હાલ નામોશી થાય છે તે દૂર કરવી જોઇએ. બીજુ એ કે, મેનેજીંગ એજન્સીની આખીં પદ્ધતીની બારીક તપાસ ચલાવી તેની જગ્યાએ વધુ કરકસરવાળી અને વધુ સંતોષકારક પદ્ધતી દાખલ કરવી જોઇએ. ત્રીજુ એ કે, મિલોના કામકાજ માટે પુરતા નાણાં પુરાં પાડવાની સંગીન પાયાપર મજબુત ગોઠવણ થવી જોઇએ. ચોથી બાબત એ કે નવા બજારો શોધી કહાડવાં તથા જુના બજારો ટકાવી રાખવા તેમજ જાપાનીસ મિલવાળાઓ હમેશ કરે છે તેમ દુન્યાના મુખ્ય મુખ્ય ઔદયોગિક મથકોએ નિયમિત રીતે એક્ષપર્ટોને મોકલીને ત્યાંની પરિસ્થિતીનો પ્રત્યક્ષ અભ્યાસ કરવાની સંઘટિત ગોઠવણ થવી જોઇએ. અને આખરે માલના વેચાણ અને ખરીદીના કામો જાતી અનુભવ ધરાવનાર, છેક નીચલા દરજાથી આગળ વધેલા જાણકાર માણસોનેજ અને નહીં કે કુટુંબમાંના કે સગાવહાલાઓમાંના માણસોને અથવા એકાદ તદન બીન અનુભવી બેરીસ્ટર રેસના શોકીન અથવા કલબમાં ઓળખાણ થયેલાઓને સોંપવા જોઇએ.

આવા ઉપાયો જો અમલમાં મુકવામાં આવશે તો હિંદના મિલઉદયોગને ૭૫ વર્ષની હસ્તી પછી પણ રક્ષણ માટે પોકારો કરવાની હીણપસ્તીભરી હાલતમાં સબડવું પડશે નહીં.

આ બાબતના સંબંધમાં હિંદ અને જાપાનના મિલઉદયોગની ખરી પરિસ્થિતી તપાસી રીપોર્ટ કરવા સારૂ જો હિંદી સરકાર એક કમીશન નેમશે તો તે જાપાનને ઇન્સાફ આપશે એટલુંજ નહીં પણ હિંદના મિલઉદયોગના સાચા લાભોની પણ સારી સેવા બજાવશે. બેશક તે માટે કમીશનને જાપાન જઇ પુરાવો ભેગો કરવો પડશે પણ જાપાનની

શાહી સરકાર આવાં કમીશનને જરૂર આવકાર આપશે. આ પ્રમાણે જો તરત બની શકે તેમ ન હોય તો મુંબઈની મિલમાલિકોની મંડળીનું એક ડેપ્યુટેશન જાપાન મોકલી શકે છે, કારણ તેને હરખભર્યો આવકાર આપવા જાપાન કોટન સ્પિનર્સ એસોશીએશન હમેશ રાજી છે. ત્યાંની પરિસ્થિતીના અંગત અભ્યાસથી અને આ બન્ને સંસ્થાઓ વચ્ચે ખુલ્લા દીલથી ચર્ચા થવાથી ગેરસમજ દૂર થવામાં ઘણી મદદ થશે કે જે ગેરસમજ વખતસર નાબુદ કરવામાં નહીં આવે તો તેના ગંભીર પરિણામ નિવડી તે વડે બન્ને દેશોને ભારે નુકસાન પહોંચવાનો ભય રહે છે. આપણે આશા રાખીશું કે સારી સમજ અને ડહાપણની ફતેહ થશે અને ઈંડો જાપાનીસ કન્વેન્શન રદ કરવાની મુર્ખાઇભરી વાતો પડતી મુકવામાં આવશે.

---

## પરિશિષ્ટ "એ."

---

### મેસર્સ તાતા સન્સ, લીમીટેડવાળા મી૦ બી. જે. પાદશાહે તૈયાર કરેલું સરખામણી કરનારૂં સ્ટેટમેન્ટ.

સને ૧૯૨૪–૨૫ માં હિંદમાં કુલ ૫૫૦ લાખ રતલ પરદેશી સુતર આયાત થયું હતું જ્યારે દેશી મિલોમાં ૭૧૯૦ લાખ રતલ સુતર કાંતવામાં આવ્યું હતું, જેમાંથી ૩૬૦ લાખ રતલ સુતર નિકાશ કરવામાં આવ્યું હતું; એટલે દેશમાં કાપડ વણવામાં કુલ ૭૩૮૦ લાખ રતલ સુતર વપરાયું હતું. રતલના ચાર વાર અને ૭ રતલ સુતરના ૮ રતલ કાપડના હિસાબે, આ સુતરમાંથી ૩૩૭૪૦ લાખવાર કાપડ વણવામાં આવ્યું હતું. તેમાંથી ૧૯૭૦૦ લાખવાર કાપડ મિલોમાં અને ૧૪૦૦૦ લાખ વાર કાપડ હાથ સાળોપર તૈયાર કરવામાં કરવામાં આવ્યું હતું. હિંદમાં કુલ ૧૭૭૦૦ લાખ વાર અથવા પંદર વર્ષ પહેલાના આકડાના ૬૦ ટકા જેટલુંજ અને હાલ હિંદી મિલોમાં તૈયાર થતા કાપડના ૫૨ ટકા જેટલુંજ કાપડ હિંદમાં પરદેશોથી આયાત થયું હતું. વળી ૧૮૦૦ લાખવાર કાપડ નિકાશ થયું હતું જેથી આ દેશમાં કુલ ૪૯૬૪૦ લાખવાર કાપડ વપરાયું હતું જે સંખ્યા પંદર વર્ષની સંખ્યા કરતા ૨૫ ટકા જેટલી વધારે છે.

હિંદી મિલોમાં કંતાયલા ૭૧૯૦ લાખ રતલ સુતરમાંથી ફક્ત ૨૫૦ લાખ રતલ અથવા ફક્ત ૩ા ટકા જેટલુંજ સુતર ૩૦ કરતા વધારે નંબરનું હતું. આ દેશમાં આયાત થયેલા ૫૫૦ લાખ રતલ પરદેશી સુતરમાંથી ૪૭૦ લાખ રતલ એટલે ૮૫ ટકા જેટલું ૩૦ નંબર કરતાં વધારે ઝીણું હતું અને ફક્ત ૮૦ લાખ રતલ ૩૦ નંબરની અંદરનું હતું. એટલે ૩૦ નંબરની અંદરનું આયાત થયેલું સુતર હિંદમાં કુલ વપરાયલા સુતરના ફક્ત એક ટકા જેટલું હતું. આ પ્રમાણે ૩૦ નંબર ઉપરના કુલ (૪૭૦ + ૨૫૦) ૭૨૦ લાખ રતલ સુતરમાંથી ૩૨૯૦ લાખ વાર કાપડ વણવામાં આવ્યું હતું જ્યારે જાડા સુતરમાંથી હિંદમાં બનાવેલા કાપડનો જથ્થો

૩૦૦૦૦ લાખ વાર કરતા સહેજ વધારે હતો. પરદેશથી આયાત થયેલી ૩૦ નંબરની અંદરના સુતરના જાડા કાપડનો જથ્થો ૧૮૦૦ લાખ વાર કરતા (હિંદી બનાવટના ૫૦ ટકા) ઓછો છે અને તેના બદલામાં આસરે ૧૮૦૦૦ લાખ વાડ હિંદી બનાવટનું કાપડ નિકાસ થયું હતું. હિંદમાં બનેલા કુલ માલના ફક્ત ૧૦ ટકા જેટલોજ માલ બારીક સુતરનો છે અને તેને પરદેશથી આયાત થયેલા ૧૬૦૦૦ લાખ વાર (હિંદી બનાવટના પાંચ ગણા) બારીક સુતરના કાપડ સાથે હરિફાઇમાં ઉતરવું પડે છે. પણ ૨૫ વર્ષ પહેલાં હિંદી મિલો બારીક કાપડ અને બારીક સુતરને તુચ્છકારી કહાડતી હતી. કારણ જાડા માલની બનાવટથી વધારે નફો રહેતો હતો.

ત્યારે હવે પરદેશીઓ હિંદના બજારોમાં દખલ કરે છે કે હિંદીઓ પરદેશીઓના બજારોમાં ઘુસે છે? પંદર વર્ષ પહેલા આ દેશમાં કુલ ૨૮૦૦૦ લાખ વાર પરદેશી કાપડ આયાત થતું હતું તે હવે ફક્ત ૧૭૭૦૦ લાખ વારજ આયાત થયું છે. તે બતાવી આપે છે હિંદીઓજ પરદેશીઓના બજારોમાં દાખલ થાય છે.

ઉપલા આંકડાઓપરથી દેખાય છે કે ગયા પંદર વર્ષમાં હિંદમાં કાપડના વપરાસમાં ૨૫ ટકાનો વધારો થયો છે જ્યારે હિંદી મિલોની પેદાશ લગભગ બમણી થઈ છે, અને પરદેશી માલની આયાતમાં ૪૦ ટકા જેટલો ઘટાડો થયો છે. હિંદમાં કુલ ૧૫૫૦ લાખ વાર જાપાનીસ કાપડ આયાત થયું હતું. જે હિંદી બનાવતના કાપડના ફક્ત ૫ ટકા જેટલુંજ થાય છે અને તેમાં વળી હિંદી મિલો ખાસ કરીને હરિફાઇ કરતી નથી એવીજ એક જાતના માલનો મોટો જથ્થો હોય છે. અને તેમાં પણ હિંદી બનાવટના માલનો જથ્થો જાપાનીસ માલની આયાત કરતા વધારે હોય છે. હિંદી બજારોમાં હરિફાઇ કરવામાં જાપાનને સંખ્યાબંધ ખાસ સગવડો મળતી હોવાની વાતો થાય છે પણ ડુંગર ખોદીને ઉંદર કહાડવાનો આના જેવો બીજો દાખલો ભાગ્યેજ મળી શકશે. ત્યારે આજે ખાસ સગવડો અને લાભોની વાતો થાય છે તે દેખાય છે તેટલી સાચી છે કે? દેશી સાળોપર કાપડ વણવા માટે બારીક સુતર સસ્તા દરે પુરૂં પાડવામાં જાપાન શું આ દેશની ગેર સેવા બજાવે છે કે? ત્યારે દેશી મિલવાળાઓની નાલાયકાતના સબબે આવી સેવા બજાવનાર પરદેશીઓને દંડાવાના છે કે?

---

## પરિશિષ્ટ "બી."

---

### જાપાનીસ હરીફાઇના અતિશયોકતી ભર્યા વર્ણનના સંબંધમાં નામદાર ગવરનર સન્મુખ ગયેલા કામદારોના ડેપ્યુટેશને રજુ કરેલા સ્ટેટમેન્ટ માંનો ઉતારો.

જણાવવામાં આવે છે કે જાપાનીસ હરિફાઇથી હિંદના મિલઉદ્યોગ ઉપર માઠી અસર થઇ છે. અમો કબુલ કરીએ છીએ કે છેલ્લાં થોડાક વર્ષોમાં આ દેશમાં જાપાનીસ કાપડ અને સુતરની નિકાસ વધી છે. પણ આપણા મિલઉદ્યોગની હસ્તી ને પણ ધાસ્તીમાં

નાંખવા જેટલી હદે જાપાનીસ હરિફાઇ ભયંકર થઇ છે એમ માનવાને અમો ના પાડીએ છીએ. મુંબઇના મિલમાલેકો સુતરના વેપારમાં જાપાનીસ હરીફાઇનો જે મોટો બાહુ બતાવે છે તે તેટલો ગંભીર નથી કારણ સને ૧૯૨૩–૨૪ માં આ દેશમાં આયાત થયેલા ૩૦ નંબરની અંદરના સુતરનો કુલ જથ્થો ૮૩૨૩૦૦૦ રતલ જેટલોજ હતો જ્યારે દેશમાં તેવીજ જાતનું સુતર તે વર્ષે ૫૮૫૧૮૭૦૦૦ રતલ જેટલું કાંતવામાં આવ્યું હતું. એટલે દેશમાંની બનાવટ સાથે જાપાનીસ આયાતનું પ્રમાણ ફક્ત દોઢ ટકા જેટલુંજ આવે છે.

૩૦ નંબર કરતા બારીક જાપાનીસ સુતરની આયાતનો વિચાર કરવાની જરૂર હોતી નથી કારણ તેવા માલમાં ખરી હરિફાઇ જાપાન અને હિંદ વચ્ચે નહીં પણ જાપાન અને લેંકેશાયર વચ્ચેજ છે. કાપડના સંબંધમાં પણ જાપાનીસ માલની આયાત કુલ આયાતના ફક્ત ૮.૨ ટકા જેટલી અને દેશી બનાવટના ફક્ત પાંચ ટકા જેટલીજ છે. અત્રે જણાવવાનું વ્યાજબી થશે કે હિંદમાં આયાત થતા જાપાનીસ કાપડમાં ફક્ત એકજ જાતના કાપડના જથ્થામાં વધારો થાય છે કે જે જાતના કાપડમાં હિંદીમીલો વિશેષ હરિફાઇ કરતી નથી. વળી આ દેશમાં બનેલાં માલમાં કુલ આયાત થયેલો માલ ઉમેરીને તેમાંથી નિકાશ થયેલો માલ બાદ કરીએ તો દેશના વપરાશ માટે રહેલા (સને ૧૯૨૩–૨૪ માં ૨૯૫૯૭૦ લાખ વાર) કાપડમાંથી જાપાનીસ આયાત માલ ફક્ત ૪.૨ ટકા જેટલોજ હતો.

આવા સંજોગોમાં જાપાનીસ કાપડ સુતરની આવા નજીવા પ્રમાણમાંની આયાતથી દેશી કાપડના ભાવપર એટલી બધી અસર થઇ છે કે ૪.૨ ટકા જેટલો આયાત થયેલા જાપાનીસ માલનો ઉપાડ થયા પછી પણ દેશી માલ માટે માંગણી હોતી નથી એમ માનવાનું ભારે મુશ્કેલી ભર્યું છે. અમો કબુલ કરીએ છીએ કે આવી સ્થિતીનો અમો ખ્યાલ વટીક કરી શકતા નથી ત્યારે તે પ્રત્યે દીલસોજીની વાતજ કયાં રહી?

---

## પરિશિષ્ટ "સી."

---

### "સરકારી નાણાંની મદદ અને તુરમાં બાઉન્ટી."

જાપાન કોટન સ્પિનર્સ એસોસીએશનના એજન્ટ મી૦ ટી. તામા ગાશીએ જાપાનમાં મિલ ઉધોગના રક્ષણ અને રીબેટોના સંજોગો વિષે ખુલાસો કરનારો નીચલો પત્ર છાપાંઓ ઉપર મોકલ્યો હતો.

કેટલાકો જાની સરકારની સંરક્ષક રાજ્યનિતિની વાતો કરે છે અને હિંદી તથા ખેડીશ માસિકો અને છાપાઓમાં વારંવાર કહેવામાં આવે છે કે તે સરકારની મજબુત સંરક્ષણ રાજ્યનિતીથીજ જાપાનીસ માલ નવનવાં બજારો કબજે કરી શક્યો છે. પણ,

મિલ ઉધ્યોગને લાગેવળગે છે ત્યાંસુધી, તેની પ્રગતિ ફક્ત ખાનગી સાહસ અને જાપાનના સ્પિનરોના સહકારથી કરવામાં આવતા પ્રયત્નોનેજ આભારી છે અને તેની હાલની ખીલવણીમાં સરકાર તરફના રક્ષણનો જરા સંબંધ નથી. આ બાબતસર ઘણી ગેરસમજ હોવાનું દીલગીરી સાથે જણાતું હોવાથી, તે વિષે ટુંકમાં ખુલાસો કરવાનું અમો વ્યાજબી ધારીએ છીએ.

જાપાનીસ સરકારે નાખેલી જકાતના સંબંધમાં ધ્યાનમાં રાખવું જોઇએ કે હાલ જાપાનમાં આયાત થતા વીસ નંબરની અંદરના સુતરપર દરેક સો કીન દીઠ ૫–૮૦ યેનની જકાત છે. (માલની કીમતના ૫ ટકા લેખે.) અને ૨૦ કરતા વધારે નંબરના સુતરપર પણ લગભગ તેટલીજ જકાત છે. કાપડપરની આયાત જકાત પણ સામાન્યપણે જોતાં લગભગ તેટલીજ થાય છે. આવી રીતે જણાશે કે જાપાનમાં નાખવામાં આવતી હાલની આયાત જકાત પરદેશોમાં નંખાતી આયાત જકાત સાથે સરખાવતા તેટલી વધારે નથી.

જાપાન કોટન સ્પિનર્સ એસોસિએશન, એ પરસ્પર મદદ અને રક્ષણથી મિલ ઉધ્યોગને ખીલવવા સારૂ સને ૧૮૮૨ માં મિલ માલેકો અને રૂના વેપારીઓએ સ્થાપેલી ખાનગી સંસ્થા છે. મિલ ઉધ્યોગની કાર્યસાધકના અને નાણા વિષયક દરજ્જો વધારવા સારૂ આ સંસ્થાના બંધારણમાં વખતો વખત ફેરફાર કરવામાં આવ્યા હતાં. આ સંસ્થાને કોઇ પણ પ્રકારે સરકાર સાથે સંબંધ નથી તેમજ સરકાર તરફથી રક્ષણ પણ મળ્યું નથી.

જાપાનીસ સુતરની ૧મિલોને સરકાર તરફથી બાઉન્ટી મળે છે એવી વાત સત્યથી તદન વેગળી છે. કેટલાક વખત પર એસોસિશને ચોકસ જાતના સુતર અને કાપડની આયાત પર અલાવન્સ આપ્યું હતું. પણ સંરક્ષક પદ્ધતિ વાળા દેશની સરકાર પોતાના દેશમાં બનતા માલની નિકાશને ઉત્તેજન આપવા માટે કોઇ કોઈ વાર ને બાઉન્ટી આપે છે તેનાથી આ તદન જુદાજ પ્રકારનું હતું. આ અલાવન્સ તો સ્પિનરોએ પરસ્પર મદદ માટે કરેલી ગોઠવણ કરતા વધારે કાંઇપણું હતું નહીં. ઔદયોગિક મંદીના સબબે ઉભી થતી મુશ્કેલીઓમાંથી પસાર થવા માટે સ્પિનરો પોતાનાજ ફંડમાંથી આ મદદ આપતા હતાં. આવી મદદ ફકત કામ ચલાઉ અપાતી હોઇ મિલ ઉદયોગની હસ્તી ટકાવી રાખવા માટે ખાસ જરૂર હોય ત્યાં સુધી આપવામાં આવતી અને તે પછી કેટલાંક વર્ષો થયાં બંધ કરવામાં આવી છે. ખરૂં છે કે પરદેશ ખાતે નિકાશ થતા જાપાનીસ કાપડ માટે સને ૧૮૯૮ માં બાઉન્ટી માટે એસોસિએશને સરકાર પાસે માંગણી કરી હતી; પણ તે સ્વીકારવાની સરકારે ચોખી ના પાડી હતી. તે વખતે મામલો એવો હતો કે આગલા વર્ષે શેંઘાહીમાં આવી પડેલા નાણાનાં ક્રાઇસીસના પરિણામે ધંધો ધાપો તદન બેસી ગયો હતો જેથી કરીને જાપાનીસ સુતર માટે લેવાલી લગભગ હતીજ નહીં. બીજા હાથપર તેજ વખતે જાપાન લડાઇમાંથી ફતેહ મેળવી પસાર થવાથી દેશના જુદા જુદા ઉદયોગોને અને ખાસ કરીને મિલ ઉદયોગને ઉત્તેજન મળયું હતું. તેથી ક્રાઇસીસ આવી લાગતાં સુધરેલી ઢપની અને વધારેલી મિલોમાં થયેલા માલનો જથ્થો ભેગો થઈ તે માટે માંગણી નહીં હોવાથી મિલવાળાઓ ભારે મુશ્કેલીમાં આવી પડયાં હતાં. તે પરથી મિલવાળાઓએ મસલહત ચલાવી નિકાશ વેપારને ઉત્તેજન આપવા સારૂ અલાવન્સ આપવાના સવાલની ચર્ચા ચલાવી હતી; પણ તેઓ કાંઇપણ ચોકસ સમજુતી

પર આવી શકયા નહોતાં. તેથી છેલ્લા ઉપાય તરીકે એસોસિએશન સરકાર પાસે બાઉન્ટી માટે માંગણી કરી પણ સરકારે તે આપવાની ના પાડી હતી.

સને ૧૯૦૨ ના વસંત ૠતુમાં ચાંદીના ભાવ ગગડી જવા લાગ્યા અને તેથી ચીનના હુંડીઆમણનો દર એટલો બધો વધ્યો કે ચીન સાથેનો વેપાર લગભગ તદન અટકી જ પડયો. તેના પરિણામે પણ જાપાનની મિલો માટે ભારે મુશ્કેલ સામલો ઉભો થયો હતો. તેથી મિલોએ કામના કલાક ઘટાડવા સાથે નીકાશ થતા માલ પર અલાવન્સ આપવાનો ઠરાવ કરવા એસોસિએશનના સભાસદોને સમજાવ્યાં હતાં તે વખતના કટોકટીના મામલામાંથી સહીસલામત પસાર થવા માટે તેવા પગલાંની ખાસ જરૂર હતી. આ પ્રમાણે સને ૧૯૦૨ ના સપટેમ્બર અને અકટોબર એમ ફક્ત બે માસમાંજ વીસ નંબરની અંદરના સુતરની ગાંસડી દીઠ ૩ યેન લેખે અને ચોકસ જાતના કાપડના ૩૦૦ રતલ દીઠ ૧.૨૦ યેન દીઠ અલાવન્સ આપવામાં આવતું હતું. હિંદથી જાપાનમાં આયાત થતા રૂના તુરમાંથી મળતા રીબેટની રકમમાંથી આ અલાવન્સ માટેના નાણાંની જોગવાઇ કરવામાં આવી હતી. આવા રીબેટ વિષે હવે પછી વિચાર કરીશું.

તે પછીથી સને ૧૯૦૮ માં રૂસો–જાપાનીસ લડાઇનાં અંત પછી આવેલી તેજીની પ્રતિક્રિયા તરીકે વેપાર ઉદ્યોગમાં મંદી આવી હતી. તે પ્રસંગે ૧૯૦૮ ના માર્ચથી ડીસેમ્બર માસ સુધી ચીન તરફ થતી કાપડની નિકાશ ઉપર કુપનનાં રૂપમાં અલાવન્સ આપવામાં આવ્યું હતું અને ૧૯૦૮ ના મે માસથી બીજા દેશો માટે થતી નિકાશના માલપર ગાંસડી દીઠ ૦.૭૫ યેન લેખે અલાવન્સ આપવામાં આવ્યું હતું. વળી ફરીથી ૧૯૦૯ ના જાનેવારી માસથી ૧૯૧૨ ના માર્ચ માસ સુધી વીસ નંબરની અંદરના સુતરની ગાંસડી દીઠ દોઢ યેન લેખે અલાવન્સ આપવામાં આવ્યું હતું. બીજા નંબરના સુતરપર જરૂર પ્રમાણે બેથી પાંચ યેન સુધી અલાવન્સ આપવામાં આવ્યું હતું. વળી ૨૮ ઇંચ કરતાં વધારે પહોળા પનાના કાપડની ગાંસડી દીઠ એક યેન લેખે અને સાંકડા પનાના કાપડપર ૦.૭૫ યેન લેખે અલાવન્સ સને ૧૯૧૯ ના અકટોબર માસથી આપવામાં આવતું હતું. આવી રીતે અલાવન્સોનો ઇતિહાસ છેલ્લી મહાન લડાઇ પહેલાંજ પુરો થયો છે.

ઉપલી હકીકત પરથી જણાશે તેમ અલાવન્સની રૂઢીમાં કોઇ પણ પ્રકારની બહારની મદદ કે ઉત્તેજન હતું નહીં; તે તો ફક્ત મુશ્કેલીના વખતમાં મદદ માટે મિલ માલીકોએ કરેલી પરસ્પર મદદની ગોઠવણ હતી. અલાવન્સ ફંડમાં બધા મિલ માલેકોને ફાળો આપવો પડે છે અને કેટલીક મિલોમાં ચોટે ભાગે ફક્ત જાપાનની અંદરના વપરાસ માટેનોજ માલ બનતો હોવાથી તેમજ બીજી કેટલીક મિલો નિકાશ માટેનો માલ તૈયાર થતો હોવાથી મિલ માલેકોના લાભો હમેશ તદન એકસરખાં હોતાં નથી. તેથી કુદરતી રીતે અલાવન્સની રૂઢી હમેશ સહેલાઇથી અમલમાં મુકી શકાતી નહોતી અને જ્યારે જ્યારે પણ અલાવન્સ આપવાના ઠરાવ થયા હતા ત્યારે ત્યારે તેનું પ્રમાણ માલની કીમતના બે ટકા કરતાં કદીએ વધારે હતી નહીં તેમજ મિલ ઉદ્યોગની હસ્તી ટકાવી રાખવાની ખાસ જરૂર પુરી થતાંજ તે અલાવન્સો પણ બંધ કરવામાં આવતાં હતાં.

જાપાનીસ સ્ટીમશીપ કંપનીઓની મુંબઇ સુધી દોડતી સ્ટીમરોને જે સબસીડી (નાણાંની મદદ) સરકાર તરફથી આપવામાં આવતી હતી તેની સામે "ગેરવ્યાજબી

જાપાનીસ હરિફાઈ" તરીકે ભારે સખત ટીકાઓ થયાં છે. તેના સંબંધમાં જણાવવાનું કે હિંદ અને જાપાન વચ્ચેના વહેવારના સાધનોની સવળતા કરી આપવા માટેજ અને નહીં કે જાપાનથી નિકાશ થતા કાપડને આડકતરી રીતે રક્ષણ આપવાના હેતુથી આવી સબસિડી સને ૧૮૯૬ માં મંજુર કરવામાં આવી હતી. પણ સને ૧૯૦૬ થી આ સબસિડી બંધ થઈ છે અને હાલ મુંબઈ તરફ સ્ટીમરો દોડાવતી કોઈપણ સ્ટીમર કંપનીને આવી સબસિડી મળતી નથી.

મુંબઈથી જાપાન મોકલવામાં આવતા રૂપરના નુરોમાંથી આ એસોસિએશન પોતાના મેમ્બરોને જે રીબેટ આપે છે તે તરફ કેટલાંકો શકની નજરે જુવે તે બનવાજોગ છે. પણ તેમાં સરકારી મદદ કે રક્ષણ અથવા કાવાદાવા જેવું કાંઈ છેજ નહીં. એસોસિએશન મોટા જથ્થામાં માલ ચઢાવે છે અને તેથી તેને સ્ટીમર કંપનીઓ પાસેથી રીબેટ મળે છે. કારણ હિંદમાં ખરીદેલા રૂની હિંદમાંથી નિકાશ કરવા સારૂ અમારા મેમ્બરો આ એસોસિ-એશન મારફતે સ્ટીમર કંપનીઓ સાથે કબાલા કરે છે. તેથી એસોસિએશનને રીબેટની જે રકમ મળે છે તે પોતાના મેમ્બરોમાં તેઓએ ચઢાવેલા રૂના પ્રમાણમાં વહેંચી આપે છે. તેથી તેટલા પ્રમાણમા જાપાનમાં હિંદી રૂની આયાત સસ્તી રીતે થાય છે અને તેપરથી હિંદી રૂ માટેની ત્યાં માંગણી વધવાથી હિંદમાં રૂ ઉગાડનારાઓને તેમજ જાપાનીસ મિલ માલિકોને પણ લાભ થાય છે.

રીબેટની આ રૂઢી નીચે મુજબ દાખલ કરવામાં આવી હતી. પ્રથમ જાપાનીસ મિલવાળાઓએ મુંબઈથી રૂની આયાત કરવાની કોશીશ કરી ત્યારે જાપાન અને હિંદ વચ્ચેના ટીસ્મરના વહેવારનો એકહથ્થુ ઇજારો પેનીન્શુલર એન્ડ ઓરીએન્ટલ સ્ટીમ નેવીગેશન કંપનીના હાથમાં હતો કે જેને બ્રીટીશ સરકાર તરફથી સબસિડી મળતી હતી. નુરના વધારે પડતા ભાવથી જાપાનમાં મુંબઈના રૂનો ઉપયોગ કરવાનો સંભવ ઓછો જણાયો. તેપરથી વાયકાઉન્ટ શીબુસાવા અને મરહુમ સર જે. એન. તાતાની કોશેશોના પરિણામે આ એસોશીએશન અને નિપોન યુસેન કૈશા વચ્ચે ૧૮૯૩ માં કરાર થયો હતો. તે કરારની રૂએ તે કંપનીએ મુંબઈ સુધી નવી લાઇન ખોલીને ટનના રૂા. ૧૩ ના દરે (જે ચાલુ દર કરતા રૂા. ૪ ઓછા હતા.) રૂ. લઈ જવાનું કબુલ કર્યું. તેના બદલામાં એસોશીએશનના બધા મેમ્બરોએ પોતાના રૂનો જથ્થો તે કંપનીનીજ સ્ટીમરોમાં લઈ જવાની કબુલાત આપી એટલુંજ નહીં પણ હરિફાઈના પરિણામે નુરના ભાવમાં ઘટાડો થાય તોપણ દર વર્ષે પચાસ હજાર ગાસડીઓ માટે તો રૂા. ૧૩ લેખેજ નુર આપવાનું કબુલ્યું હતું. શરૂઆતમાં આ કરારનો અમલ કેવી રીતે થશે તે વિષે બન્ને પાર્ટીઓને ધાસ્તી રહેતી હોવાથી પહેલો કરાર ફક્ત એક વર્ષ માટેજ કર્યો હતો. પણ સારાનસીબે બન્ને પક્ષોને આવી ગોઠવણથી લાભ થયેલો પુરવાર થયું હતું. પાછલથી મુંબઈ ઉપરાંત હિંદના બીજા બાજુઓ જેવાં કે કોલંબો ટુટીકોરીન વગેરેથી પણ રૂ ચઢાવવાની જરૂર ઉભી થવાથી સને ૧૮૯૪ માં નવો કરાર કરવામાં આવ્યો હતો. પણ તેના પરિણામે નિપોન યુસેન કૈશા કંપનીને કેટલીક ખોટ જવાથી કરારની મુદત વધારવાની તેણે કાંઈક આનાકાની દેખાડી હતી. તેપરથી સબસિડી આપવા માટે જાપાનીસ સરકાર ઉપર અરજી મોકલવામાં આવી હતી. તેનો સરકારે જો કે સહાનુભુતિ પૂર્વક વિચાર કર્યો હતો અને સ્ટીમર કંપનીઓને સબસિડી આપવાના સંબંધમાં પારલામેન્ટ સમક્ષ રજુ કરવા સારૂ એક બિલ પણ ઘડી

કહાડયું હતું તોપણ પારલામેન્ટ બિખરાઇ જતાં તે બિલ પસાર થઇ શક્યું નહોતું. દ રમ્યાનમાં નિપોન યુસીન કૈશાએ પી. એન્ડ ઓ૦ કંપની તેમજ બીજી બેસ્ટીમર કંપનીઓ સાથે એવો કરાર કર્યો હતો કે કરારની રૂએ ચઢાવવામાં આવનાર એસોશીએશનના મેમ્બરોનો માલ તે કંપનીઓની સ્ટીમરોમાં પણ લઇ જઇ શકાય.

---

## પરિશિષ્ટ "ડી."

---

### મુંબઇ સરકારના કારોબારી સભાસદ ઓન. મી૦ એચ. એસ. લોરેન્સના ધારાસભામાંના ભાષણમાંનો ઉતારો.

માલની પેદાશમાં બેહદ વધારો થવાના સંબંધમાં જાણવું જોઇએ કે લડાઈ પહેલાં ૩૨૦૦૦ લાખ વાર કાપડ પરદેશોથી આયાત થતું હતું અને દેશની મિલોની પેદાશ ૧૧૦૦૦ લાખ વાર જેટલી હતી. છેલ્લામાં છેલ્લા જે આંકડાઓ મળી શકે છે તે બતાવી આપે છે કે પરદેશી માલની આયાત ૧૫૦૦૦ લાખ વાર અને મિલોની પેદાશ ૨૦૦૦૦ લાખ વાર જેટલી હતી. આ આંકડાઓપરથી જોઇ શકાય છે કે આયાત માલમાં લગભગ અરધોઅરધ જેટલો ઘટાડો થયો છે જ્યારે મિલોની પેદાશ લગભગ બમણી થઇ છે. છેલ્લામાં છેલ્લા આંકડાઓ ૧૯૧૩-૧૪ ના આંકડાઓ સાથે સરખાવતા ઉપલું પ્રમાણે મળે છે. હવે, લડાઇ પહેલા જે સરેરાસ દર નવ આના લેખે હતો તેની જગ્યાએ ગયા માર્ચ માસમાં આ મિલો પોતાનો માલ સરેરાસ ૨૨ આના પાઉન્ડ લેખે વેચતી હતી. હવે તે ભાવ ઘટીને ૧૮ આના જેટલો થયો છે. કાપડની કીમતમાં રૂની કીમત આસરે ૬૦ ટકા જેટલી હોય છે તેથી રૂ ઉગાડનાર રૈયતને રૂ માટે અગાઉના રતલના પાંચ આનાને બદલે હવે ૧૧ આના એટલે લગભગ બમણો ભાવ મળે છે અને માલની બનાવટનો ખર્ચ ચાર આનાને બદલે ૭ આના થયો છે. ત્યારે હવે મિલવાળાઓએ જે સવાલનો ખુલાસો કરવાનો છે તે એ કે આ મારજીનપર મિલો કામ કરીને કેમ નફો મેળવી શકતી નથી? ઉપલા આંકડાઓપરથી જણાય છે કે તેઓને હવે તો ૨૦૦૦૦ લાખ વાર કાપડપર ૭ આના લેખે મારજીન રહે છે જ્યારે અગાઉ તો ૧૧૦૦૦ લાખ વાર પાછળ ફક્ત ચાર આના લેખે મારજીન રહેતી હતી. એટલે અગાઉ જે ૭ કરોડની મારજીન હતી તે હવે ૨૦ કરોડની રહે છે. તેઓના ખર્ચોને પુગી વળવા માટે આ મારજીન ઘણી છે.

ગયા માસમાં બિલ માલેકોની મંડળીએ પ્રગટ કરેલા કાગળોપરથી આ આંકડાઓ લેવામાં આવ્યા છે.

---

# પરિશિષ્ટ "ઇ."

તા૦ ૧૩ મી જાનેવારીના રોજ બહાર પડેલા મેન્ચેસ્ટરની વેપારી ચેમ્બરના હિંદી વિભાગના વાર્ષિક રીપોર્ટમાં હિંદમાંના મામલા વિષે નીચલી ટીકાઓ જોવામાં આવે છે. સને ૧૯૨૫ દરમીયાન, હિંદની આર્થિક સ્થિતી સારી હતી અને રાજકીય વાતાવરણ પણ વધારે સારૂં હતું. તે છતાં પણ, લેંકેશાયરના માલની નિકાશની વિગતો તદન અસંતોષકારક છે. સને ૧૯૨૫ માં ૧૪૨૧૦૦૦૦૦૦ ચોરસવાર કાપડ હિંદ માટે નિકાશ થયું હતું જે આંકડો ૧૯૨૪ માં ૧૪૬૬૧૦૦૦૦૦૦ જેટલો હતો. વર્ષના પહેલા ત્રણ માસમાં આગલા વર્ષ કરતા વધારે કાપડ ચઢાવવામાં આવ્યું હતું; પણ તે વખતથી તેમાં જબરો ઘટાડો થતો ગયો હતો. વર્ષની આખરે મામલો કાંઇક સુધર્યો હતો પણ તે ચાલુ નિકાશના આંકડા પર અસર કરવા માટે ભારે મોડો થયો હતો. સુતરની નિકાશમાં પણ તેવોજ સંગીન ઘટાડો થયો છે. સને ૧૯૨૫ માં, લેંકેશાયરથી ૧૫૯૮૮૨૦૦ રતલ સુતર નિકાશ થયું હતું જ્યારે આગલા વર્ષે ૨૦૧૮૬૦૦૦ રતલ સુતરની નિકાશ કરવામાં આવી હતી. બીજા હાથપર સંતોષની બીના એ છે કે હિંદના પરદેશો સાથેના વેપારના આંકડાઓપરથી તેની સાધારણ આબાદીનો પુરાવો મળે છે. ચોમાસું સારૂં નિવડયું હતું અને વડી સરકારની આવકની સ્થિતી પણ ઠીક સુધરી છે.

સાધારણ સારી સંતોષકારક સ્થિતિ અને કાપડના ઓછા વેપાર વચ્ચેના વિરોધનો ખોલાસો લેંકેશાયરને બદલે કોઇ બીજા મિલવાળાઓએ માલ પુરો પાડયાની દલીલથી થઇ શકે નહીં. ખરૂં છે કે હિંદમાં જાપાનીસ માલની આયાતમાં સંગીન વધારો થયો છે, પણ તેટલાથીજ લેંકેશાયરની નીકાશમાં થયેલા ઘટાડાનો ખોલાસો થઇ શકે નહીં અને હિંદી મીલો માટે પણ આ વર્ષ ખરાબ નીવડયું હતું. હિંદમાંના બ્રીટીશ ત્રેડ કમીશનર મી. ટી. એમ. એનસકનો હમણાનો રીપોર્ટ બતાવે છે કે કાપડની જગ્યાએ હિંદમાં સોનાની આયાત કરવામાં આવી હતી અને તેનો એવો ખોલાસો આપવામાં આવ્યો છે કે બીજા માલના પ્રમાણમાં અને ખાસ કરીને હીંદી ખેડુતને તેના માલની જે કીમત મળે છે તે લક્ષમાં લેતાં, કાપડની કીમત ભારે પડતી હતી. ઉંચા ભાવો વિષેની ટીકાઓ લેંકેશાયરના ધ્યાનમાં છે. ખાસ કરીને મીલ ઉદયોગના કારોબારીઓ તેની અગત્ય પીછાણે છે કારણ આ સવાલનો ફેંસલ કરવાસારૂ મીલઉદયોગની જોઇન્ટ કમીટી પરની બીજી સંસ્થાઓ સાથે મળીને તેઓએ કોશેશ કરી છે.

પણ ૧૯૨૫ ના ઓછા વેપારનો ખોલાસો આટલપારથીજ થઇ શકતો નથી. આખા વર્ષમાં રૂના ભાવ નીચે જતા રહ્યા છે. કાપડના વેપારીઓ નફો મેળવી શકયાં નથી. મંદીના વખતના આફત કારક બનાવો પછી તેઓની આંટને ફરીથી સ્થાપિત થવાની તક મળી નથી. પોતાની ખરીદીમાં તેઓ ગમે તેટલા સાવચેત રહેવા છતાં એક નિયમ તરીકે તેઓ કમનસીબજ નિવડયા છે.

## પરિશિષ્ટ "એફ."

---

### ઇંગ્લાંડમાં ઔદ્યોગિક તપાસ માટેની કમીટી સમક્ષ મિલઉદ્યોગે રજુ કરેલા પુરાવામાંનો ઉતારો.

બ્રીટીશ માલના ઉંચા ભાવો અને પરદેશોમાંના ગ્રાહકોની માલ ખરીદવાની શક્તીમાં થયેલા ઘટાડાનેજ (બીજા કોઇપણ કારણો કરતા વધારે પ્રમાણમાં) કાપડના નિકાશ વેપારમાં થયેલો ઘટાડો આભારી હતો એમ જણાવ્યુ છે. કારણ આપણા પરદેશી બજારોમાંનો ખેડુત વર્ગ અગાઉ જેટલાજ પ્રમાણમાં પોતાની પેદાશના માલના બદલમાં તેટલોજ તૈયાર માલ મેળવી શકયો નહતો. આ દેશમાંથી નિકાશ થયેલા કાપડના યુનીટના સરેરાસ કીમતમાં ૧૯૧૩ થી ૧૪૨ ટકા જેટલો વધારો થયો છે પણ હિંદ તરફથી નિકાશ થતા અનાજના ભાવમાં તે અરસામાં ફકત ૩૪ ટકા જેટલોજ વધારો થયો છે.